ભતિં હાતે

# કમળના પત્રો

બટુભાઈ ઉમરવાડિયા

## લેખકનાં પુસ્તકો:

1. ૧ રસ–ગીતો.
2. ૨ વાતોનું વન.
3. ૩ સંસાર–એક નાટક.
4. ૪ મત્સ્યગંધા અને બીજાં નાટકો.×
5. ૫ માલાદેવી અને બીજાં નાટકો.
6. ૬ શકુન્તલા રસ–દર્શન: ત્રિઅંકી નાટક.
7. ૭ રાસ–અંજલિ.
8. ૮ કીર્તિદાને કમળના પત્રો.
9. ૯ શૈવાલિની અને બીજાં નાટકો. (ટુંક સમયમાં પ્રગટ થશે)
10. ૧૦ આપણા મહાજનો અને બીજા લેખો. ,,
11. ૧૧ છૂટા છવાયા લેખો. ,,

---

×આ નાટક મુંબઇ યુનિવરસિટીએ એમ. એ.ની પરીક્ષા માટે પાઠય પુસ્તક તરીકે નક્કી કર્યું છે.

# મુખ્ય છાપભુલો

| પૃષ્ઠ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૯ | ૧૭ | नादि य | यदि न |
| ૨૩ | ૧૦ | 'ભલામણો' | 'ભલામણો'ની |
| ૨૪ | ૪ | ગુજરાતીમાં નીરાળું છે | નીરાળું છે |
| ૨૮ | ૨૦ | ત્હમે નામથી તો | ત્હમે એને નામ-થી તો |
| ૩૮ | ૧૪ | અનિલના | અનિલ |
| ૩૯ | ૭ | નથી જ જે | નથી જ કે |
| ,, | ૨૨ | ભ્રમર | ભ્રમણ |
| ૪૫ | ૧ | આસુમરી | આંસુભરી |
| ૪૬ | ૧૧ | બધાં અને આપણે બધાં કાળના | બધાં કાળના |
| ,, | ૧૪ | જીવતાં કૃત્યો છે આકસ્મિક સોં | જીવનાં કૃત્યો છે આકસ્મિક સૌ |
| ૪૭ | ૧૪ | કલાપીનો | કલાપીને |
| ૫૯ | ૧૬ | મહત્વ | મહત્વની |
| ૬૧ | ૨ | કે એ વિશે | કે કેમ એ વિશે |
| ૬૬ | ૫ | હૃદયની કલ્પના | હૃદયની રસિકતા |
| ૭૨ | ૯ | જાણો કે | જાણો છો કે |
| ૭૯ | ૨૨ | બધી પડી | વધી પડી |
| ૮૬ | ૭ | મીસાંસા | મીમાંસા |
| ૮૯ | ૧૭ | खंसति | झंसति |
| ૧૦૮ | ૮ | ppproved | approved |
| ૧૦૮ | ૧૦ | itselef | itself |
| ૧૦૫ | ૬ | અહંસા | અહંતા |

| | | | |
|---|---|---|---|
| ,, | ૯ | मुक्सत्वा | मुक्त्वा |
| ૧૫૦ | ૧૦ | પ્રર્શિત | પ્રદર્શિત |
| ૧૫૨ | ૨૦ | ઐતિહોંસિક | ઐતિહાસિક |
| ૧૫૫ | ૨ | કર્યો એટલે કે જયપુરર્માં | કર્યાં એટલે કે જયપુરમાં |
| ૧૫૬ | ૧૨ | કટવાટ | કચવાટ |
| ૧૫૮ | ૧૯ | સૂર | સૂર્ય |
| ૧૬૧ | ૨ | ઉડગણુ | ઉડુગણુ |
| ૧૬૬ | ૯ | માળીડા | માછીડા |
| ,, | ૧૩ | ભાવ | સાવ |
| ૧૭૦ | ૧૬ | સુસ્થ | સ્વસ્થ |
| ૧૭૭ | ૧૯ | exotoic | exhotic |
| ૧૭૯ | ૫ | presnt | present |
| ૧૮૦ | ૨૧ | ઉધ્કૃત | ઉધ્ધૃત |
| ૧૮૭ | ૧ | સવર્ણા | સુપર્ણા |
| ૧૮૮ | ૧૩ | આવસ્યકતા | આવશ્યકતા |
| ૧૮૯ | ૪ | પૃવીથ્રાજ | પૃથ્વીરાજ |
| ,, | ૧૨ | ઉપર | ઉપરના |
| ,, | ૨૩ | how | however |
| ૧૯૦ | ૨૨ | as tirring | a stirring |
| ૧૯૧ | ૭ | throught | through |
| ૧૯૫ | ૯ | uathor | author |
| ૨૦૩ | ૧ | એ નભતારલીની | એ નભતારલાની |
| ,, | ૨૦ | નિશા ઝબકી જાગે | નિશા ન ઝબકી જાગે |
| ,, | ૨૧ | ભેટ ન માંગે, | ભેટ ન માંગે ? |

કમળના પત્રો ગુજરાતને સુપરિચિત છે.

કેટલાંક વર્ષો પર ગુજરાતી સાહિત્યથી અપરિચિત છતાં અંગ્રેજી આદિ ઇતર સાહિત્યોમાં રસ લેનાર વ્યક્તિને આપણા સાહિત્યમાં રસ લેતાં કેમ કરી શકાય એ કોયડાના ઉકેલના એક અખતરા તરીકે આ પત્રો શરુ કર્યા હતા. અને યુવાનીના અભિલાષ એવા હતા કે આપણા સમગ્ર સાહિત્યનો એમાં સમાવેશ કરવો પણ યુવાનોને કયાં ખબર હોય છે કે જીંદગીના ભૂલભૂલામણા રસ્તા પર સંજોગોરૂપી અનેક બહારવટિયાઓ પ્રવાસીને અંતરાય કરતા છૂપાયા હોય છે? એટલે એ અભિલાષ પુરો થયો નહિ. તેથી આજ સુધીમાં જેટલા પત્રો લખાયા તે પુસ્તક રૂપે ગુજરાત સમક્ષ રજુ કરૂં છું. મ્હારી ગેરહાજરીમાં આ પુસ્તકનો મોટો ભાગ છપાયાથી એની જોડણી એકધારી રહી નથી જે વાંચક સહી લેશે એવી આશા છે.

મીલઓનર્સ એસોસીએશન
અમદાવાદ.
૯ સપટેમ્બર '૩૮.

લેખક:

સીમલા આદિ સ્થળોમાં સાથે
વીતાડેલી કેટલીક સમભાવી
ક્ષણોના સંભારણામાં

મારા મિત્ર

**શેઠ નંદદાસ હરિદાસને**

સપ્રેમ અર્પણ.

[ ૧ ]

## નર્મદ

મુંબાઈ, રવિવાર તા......૧૯૨—

પ્રિય કીર્તિદા,

તમે આટલાં બધાં સુન્દર ન હોત તો જરાયે સંકોચ વગર ગુજરાતી સાહિત્યનાં જરુર હું વખાણ કરત; પણ એનું સૌન્દર્ય એટલું ઉતરતું છે કે તમારી જોડે એની સરખામણી પણ થઈ ન શકે. મને બીક પણ રહે છે કે તમને આપણા સાહિત્યની વાતોમાં રસ પણ નહીં પડે. કાલિદાસ ને ભવભૂતિ; કીટ્સ, શેલી અને બાયરન; ગથિ, ઇબ્સન અને શૉ; ટરજેનેફ અને મુપાસાં, ઉમ્મર અને હાફિઝ—એ અને એવાં ઘણાં બીજાંએ તમારી રસવૃત્તિ એવી કેળવી છે કે ગુજરાતી સાહિત્યની વાતો તમને સાવ નમાલી લાગશે. એથી જ આટલા મહીનાઓ સુધી મેં મારું વચન ન પાળ્યું. અને તમારે આપણા સાહિત્યમાં જરાતરા પણ રસ લેતાં થવું હોય તો, કેટલાક રસિકો જીવનમાં કરે છે તેમ તમારી કલ્પનાશક્તિ ખીલવવી પડશે—ગુજરાતી કવિઓનાં કવન અને જીવનને કલ્પનાદષ્ટિથી જોવાં પડશે—આપણા જુના ગુજરાતીઓ લખતા તેમ 'થોડું લખ્યું ઘણું કરી માનશો' એવી વૃત્તિ કેળવવી પડશે......અને તમારી હઠને પણ હદ નથી. શા સારુ તમે આપણા વિદ્વાનોએ લખેલા ગુજરાતી

સાહિત્યના ઈતિહાસો નથી વાંચતાં ? એ ગંભીર વાચનમાં તમારા તોફાની સ્વભાવને તમારે કદાચ કાબુમાં રાખવો પડે એ સાચી વાત; પણ હીંદુ સંસારની સ્ત્રીને મોઢું વ્હેલું તો એ શીખવાનું છે જ ને ?.........

—પણ જુઓ, હું તો ગુજરાતી સાહિત્ય અને સાક્ષરો સંબંધી મારા અંગત અભિપ્રાયો માત્ર જણાવીશ. એ માટે હું લેશમાત્ર જવાબદાર કે જોખમદાર નથી.

બધા લોકો આરંભથી લખવાનું શરૂ કરે છે. હું તેમ નહીં કરું, કારણકે નહીં તો જુના ગુજરાતીની કેટલાકને નીરસ લાગતી વાતોને લીધે મારા પત્રો વણવાંચ્યાજ રહે, ને પોતાના કાગળ એકવાર તો વંચાય એમ તો બધા જ ઈચ્છે ને ?—અને સુન્દર......કૈં નહીં. વારુ, તમને ગમશે તો જુના યુગ વિષે પછીથી વાતો કરીશું.

ગ્રંથકારો ગુજરાતીનો નવો યુગ નર્મદ–દલપતથી થયેલો માને છે. દલપતરામ જન્મ્યા સંવત ૧૮૭૬માં અને નર્મ-દાશંકર સં. ૧૮૮૯માં. (અરે હા, તમને તો આ કઈ સંવત ચાલે છે તે પણ ખબર નહીં હોય. દલપતરામની જન્મસાલ ઇ. સ. ૧૮૨૦ અને નર્મદાશંકરની ઇ. સ ૧૮૩૩.)

વિલાસ એકવાર નર્મદજયન્તીમાં ગઇ હતી. ત્યાંથી આવી તરત તેણે મને પુછ્યું: 'આ નર્મદે એવું તે શું લખ્યું છે જે એને આ લોક મોટા દેવ પેઠે પૂજે છે ? એની કવિતાઓ મને તો કૈં ન ગમી. એની શૈલી પણ કેવી કઠુણ છે !' ગોવર્ધનરામ અને કલાપીની શોખીન વિલાસને નર્મદ–દલપતના

લખાણોમાં મઝા નહીં પડે એમાં આશ્ચર્ય પામવા જેવું નથી; પણ કદાચ નર્મદ–દલપત ન હોત તો એ ગોવર્ધન-રામ ને એ કલાપી સંભવી શકત કે નહી એ સવાલ છે. વિલાસની ગુંચ આપણે ઉકેલી શકીએ એ માટે આપણને નર્મદ અને દલપતના અને તે પહેલાંના સમયનું ભાન હોવું જોઇએ.

પહેલાંના લોકોનું જીવન કેવું હશે એ કલ્પવું બહુ કઠણ નથી. આપણા હરિહર પંડિત છે, એમની ધ્યાનપૂર્વક ચિકિ-ત્સા કરશો તો પહેલાંના સંસ્કારી અને બુદ્ધિશાળી માણ-સોનો કંઇક ખ્યાલ આવશે. તેમનું જ્ઞાન એકમાર્ગી અને તેમનો જીવનપ્રવાહ જુના રંગોએ રંગાયલો હશે. મનુષ્યત્વ—માણસાઈ આપણે આજે સાંભળીએ છીએ તે અર્થમાં ત્યારે ઓછા પ્રમાણમાં. દરેક માણસને સ્વતંત્ર વ્યક્તિત્વ છે, અને તેણે તે પોતાપણાને ખીલવવાનું છે એ વાતનો વિદ્વાનો પણ સ્વીકાર નહીં કરતા હોય. **सत्यमप्यप्रियं न ब्रूयात्।** એ મંત્રમાં જે શિષ્ટાચાર, વ્યવહારુપણું અને કૃત્રિમતા જણાય છે તે એ જમાનામાં પણ હશે. દાદાજી બેઠા હોય ત્યારે પૌત્ર પડી જતો હોય છતાં એ પૌત્રનો પિતા જાણે કંઇ થતું ન હોય તેમ જોઇ રહે; સ્રી મરણ-પથારીએ સુતી હોય છતાં પતિ તેનાં દર્શન પણ પામી ન શકે; એ અને એવા અનેક પ્રસંગો આજે ક્યાંક જણાય છે, તે પહેલાં નિત્ય–વ્યવહાર ગણાતા હશે. આર્ય સંસ્કાર અને જ્ઞાનને પુરાણકાળના સંસ્કૃત પંડિતોએ જે રૂપમાં જન્મ આપ્યો તે રૂપમાં નહીં, પણ પાછળના વખતમાં જે વિવિધ

વાધાઓ તેણે સજ્યા તે રૂપની ત્યારે છેલ્લી દશા હશે. લોકકથા કહે છે તે પ્રમાણે, દેવી સીતાને જેમ અમુક હદથી બહાર જવાની આણ હતી તેમ સરસ્વતીને પણ અધિકારીવર્ગના કુંડાળામાંથી બહાર જવાની આણ હતી. આથી સાચા અને શુદ્ધ વિદ્વાનો ઓછા રહ્યા. લોકોના મોટા ટોળાની દશા દયાજનક હતી. હીંદનો ઇતિહાસ તો તમે વાંચ્યો છે. ગુજરાતનો ઇતિહાસ એ જ ઈતિહાસનું પાનું છે. હીંદનો ઇતિહાસ જે વિગ્રહો અને પરદેશીઓની ભરતી અને રાજજુલમોનું વર્ણન કરે છે તેમાંથી ઘણાની ગુજરાતી પ્રજા પણ ભોગ થઇ પડી હતી. આને પરિણામે અંધાધુંધી દશે દિશામાં હતી; અજ્ઞાન ખુણે ખુણે હતું; રૂઢીઓની મેખો મોભે મોભે હતી. પ્રજા જીવન જીવતી તે લગભગ મનુ મહાત્માએ રચી આપેલા ટાઇમટેબલ પ્રમાણે. દરેક પ્રજાને એક મુખ્ય ભાવના હોવી જોઈએ. મધ્યકાલીન ગુજરાતીઓમાં એક જીવનભાવના હતી–તે રાજ્યધર્મની. એને લીધે લોકો ઝઝુમતા અને જીવતા રહેતા. પણ તે પછી રાજ્ય પ્રકરણો બદલાયાં; એ ભાવના સંજોગોને અભાવે ચીમળાઇ અને નાશ પામી; અને બીજી જીવનભાવનાને અભાવે પ્રજા કાયર અને સત્ત્વહીણી થઇ. એ કાયરતા ને નિરસતાએ ગુજરાતના પ્રજા જીવનમાં ઘર કર્યું; ને સૈકાઓ સુધી વિરોધ વગર પૂરુ રાજ્ય ઝમાવ્યું. એટલા બધાં–અસંખ્ય લોક એમ આંખ મીંચી જીંદગી કેમ જીવી ગયાં હશે એ કલ્પવું પણ ખરેખર કઠણ છે. આવા સંજોગોનાં જે પરિણામ નીપજે તે નર્મદ અને દલપતના સમયના ગુજરાતીઓ ભોગવતા હતા.

અંગ્રેજોને લીધે ગુજરાતમાં અનેક અનિષ્ટો થયાં છે. પણ તેમનાથી બે લાભો તો અચુક થયા છે. અત્યાર લગી આપણા વિદ્વાનો ગ્રંથોનો મુખપાઠ કરતા, કે હાથે લખી લેતા બાણની 'કાદંબરી' વાંચતાં તમને ચીઢ ચઢતી તે યાદ છે? એ 'કાદંબરી' ને એથીયે કડવી સૂત્રસંહિતાઓ આ ખંતીલા માણસો હાથે લખતા. તમે પણ 'મેઘદૂત' હાથે લખ્યો હતો એમ કહેશો; પણ વેદ કે અમરકોષ, શેક્સપીયરનાં બધાં નાટકો કરતાં વજનમાં વધારે ઉતરે એવાં અલંકાર શાસ્ત્રો, રસશાસ્ત્રો, ને વૈદકશાસ્ત્રો ઉતારી શકશો? એ લોક ખરેખર અજબ હતા. ખંત તો એમની જ. પણ છાપકળાને અભાવે હીંદે કેટલી વિદ્યાઓ ગુમાવી એની ટીપ કરીએ તો... રડી પડાય. નર્મદના વખતમાં લહીઆઓની જરૂર રહી નહોતી. પુસ્તકો છપાતાં અને પ્રચાર પામતાં.

બીજો લાભ આડકરો છે. ગુજરાતીઓમાં જીવવાનો શોખ નહોતો. શા સારૂ જીવવું?—એવા, તમારી પેઠે કે નાનાલાલની જયા પેઠે, દાઢીએ હાથ મુકી, નીચું, ગૌરવભર્યું મોં રાખી, 'જીંદગી એટલે શું?' એવા સવાલો તે લોક પુછતા નહીં હોય, કારણકે સૈકાઓનાં ઘેરાયલાં વાદળોમાં તેમની બુદ્ધિ એટલી જાગૃત થઇ નહીં હોય. પણ એ સવાલો છતાં તમે આદર્શો રચો છો, સ્વપ્નાંઓ અનુભવો છો અને જીંદગી માણો છો. એ બીચારાંઓ જીંદગી માણ્યા હોય એમ માનવાને કારણ મળતું નથી. ઉલટું બધી રીતે તેમણે પરાધીન જીવન ગાળ્યું હશે. એ પરાધીનતા ઓછી કરવામાં, સ્વતંત્ર જીવન ખીલવવામાં, બુદ્ધિ જાગ્રત કરવામાં અંગ્રેજી સાહિત્યનો

મોટો હીસ્સો છે એની કોઇથી ના નહીં કહેવાય. ઈંગ્લંડ સાથેના આપણા સંબંધને લીધે જીવનમાં નવું જોમ આવ્યું, બુદ્ધિપ્રવાહ વેગભર થયો ને વિચારક્ષેત્ર વિકાસ પામ્યું. આ નવા ઉત્સાહના આરંભમાં ગુજરાતી સાહિત્યનો નવો યુગ શરુ થાય છે. એ જ ઉત્સાહને લીધે નર્મદને ગુજરાતી જીવનનાં તિમિર ડંસ્યાં અને એને લીધે જ ગુજરાતમાં તેણે 'પ્રેમશૌર્ય'ની બાંગ પુકારી.

નર્મદના સાહિત્યના વિવેચન પહેલાં તેના જીવન ઉપર ઉડતી નજર કરવી જરુરી છે. સાહિત્યમાં ઘણુંખરૂં કાં તો લેખકના જીવનનું પ્રતિબિંબ હોય છે, કાં તો ન જીવાયલા જીવનના ઓળા હોય છે. 'સરસ્વતીચંદ્ર' બીજી વાતનું અને નર્મદનું સાહિત્ય પહેલી વાતનું ઉદાહરણ ગણી શકાય.

નર્મદાશંકર સુરતના વતની હતા. સુરતીઓ સ્વભાવેજ સહેલાણી અને પરિણામના બેદરકાર હોય છે. નર્મદાશંકર પણ એવા જ સ્વભાવના હશે એમ લાગે છે. એમનો સ્વભાવ શાંત નહીં, વિચાર કરી પગલું ભરે એટલી પ્રૌઢતાવાળો પણ નહીં; એંશી વર્ષે પણ ભાભી સાથે હોળી ખેલવા તૈયાર થાય એવા સુરતીઓમાંના તે એક છે. એની જીંદગી-માં એણે ઘણાં તોફાનો કરેલાં. મળેલી નોકરી છોડી દઈ, લેખનકળાને આજીવિકા બનાવી, વિધવાવિવાહનો પ્રચાર કરી વિધવા સાથે લગ્ન કર્યાં; 'ડાંડીઓ' પત્ર કાઢી તેમાં સમાજની ઝાટકણી કાઢી; દલપતરામને ગરબીભટ્ટ કહી તેમની ઠેકડી કરી;—એ નર્મદનાં જાહેર તોફાનોના થોડાક

નમુનાઓ છે. નર્મદનો સ્વભાવ આમ ખાનગીમાં અને જાહેરમાં તોફાની હતો, અને એવા સ્વભાવવાળા માણુસો-ના બીજા ગુણો સચ્ચાઈ, નીડરતા, નીખાલસપણું—પણુ નર્મદમાં હતા. એની હૃદયની આગમાંથી ઉભી થતી, ઢોળ વગરની, સચેત શૈલી અને જોસદાર લખાવટ એના સાચા જુસ્સાનાં સારાં ઉદાહરણો છે. તમને—આજના વાચકને એના વિચારો લુખ્ખા, દમ વગરના કે ગમે તેવા લાગે, તેના વિચારો સાથે તમે એકમત થાઓ કે નહીં એ જુદી વાત છે, પણુ એના લખાણુમાં લેખકના હૃદયની ઉન્હી વરાળ તમને લાગ્યા વગર નહીં રહે. એને કહેવું છે તે એ કહી નાંખે છે. એકતારો વગાડતો ભરથરી, તમે તેનાં ભજન સાંભળવા રાજી છો કે નહીં, તમે સાંભળો છો કે નહીં, તેનો વિચાર સરખો નથી કરતો; તેનો રાગ બેસુરો છે કે નહીં તેની પણુ તેને ખબર નથી હોતી; એ તો આજનું ભજન આજે ગાઈ જાય છે. અને એમ નથી લાગતું કે સાચા સાહિત્યકાર બધા જ એવા ભરથરી હોવા જોઈએ? નર્મદ તો ઘણે અંશે એવો હતો. નર્મદના નીખાલસપણા ને નીડરતાનું એક સારૂં ઉદાહરણુ છે. સાચી આત્મકથા—ગુણુદોષો, ચઢતીપડતી, ધર્માધર્મ—બધું ખુલ્લી રીતે કહી દેતી આત્મકથાનો લખનાર નીખાલસ અને નીડર ખરો કે નહીં? સાચી આત્મકથા લખવી બહુજ કઠણુ હોય છે. એમ નહીં કે બીજા લખનારાઓએ અસત્ય વાતો લખી છે. પણુ આત્મકથામાં ઘણી હરકતો નડે છે. માણુસ વાતચીતમાં પોતાના બધા ગુન્હાઓ જેટલી સહેલાઈથી કહી શકે છે તેટલી સહેલાઈથી તે જ વાતો તે કાગળ પર લખી શકતો

નથી. અનેક વિચારો અને અનેક વાતો તેને રોકે છે. ઘણી વાર માણસ પોતે પોતાની જાતને છેતરતો હોય છે. મેં બેચાર આત્મકથાઓ વાંચી હતી; પણ મને તો લાગ્યું કે એ લેખકો કોઈ આદર્શ માણસોની જીવનકથા લખતા હતા, એવા માણસો જે લોહીમાંસના બન્યા ન હોય. અજાણ્યે પણ જાતપક્ષપાતને લીધે કંઈ અસત્ય લખાય છે. આખી દુનીઆને પોતાની જાતભાત કહેવી, પરની આગળ પોતાની જીંદગીનું સરવૈઉં રજુ કરવું એ ખરેખર કઠણ છે;—એવું સરવૈઉં, જેમાં અનેક દુષ્ટાચારો, અવિવેકો અને ભ્રષ્ટાચરણના આંકડાઓ આવે. નર્મદે આ કર્યું હતું. 'મારી હકીકત' તેણે લખી અને છપાવી. ના, ત્રિપાઠીના લીસ્ટમાં તે નહીં જડે. કારણકે તે પ્રકટ ન થઈ. પોતાને જે સાચી વાતથી શરમાવા જેવું ન લાગ્યું, અથવા જેથી તે ડર્યો નહીં તેમાં તેના મિત્રોને શરમાવા જેવું લાગ્યું, અને તેથી તેમણે બધી નકલો બાળી નાખી. એની એકબે નકલો આજે હયાત છે. આવી હકીકત લખનાર માણસ ભલે મોટો કવિ, સાક્ષર કે ફીલસુફ ન હોય; એક સાચા અને નીડર માણસ તરીકે તે ઘણાક મોટાઓથી ઘણો મોટો હતો એમ લાગ્યા વિના નથી રહેતું. નર્મદ આજે જીવતો હોત તો જરુર તેની દોસ્તી કરવા હું ચુકત નહીં.

નર્મદના એક જુના મિત્રે મને એક વાર કહેલું કે તેને ત્યાં ચોવીસે કલાક ડાયરો બેસતો. સામા માણસને પોતાને ત્યાં આવતો કરવો એ સહેલું નથી. કાં તો ધન કે

સત્તા હોય, કે કાં તો તમારામાં કૈંક આકર્ષણ હોય તો જ સામો માણસ તમારા દરબારમાં હાજરી ભરે. નર્મદના સ્વભાવમાં આકર્ષણ હશે એમ કલ્પવું પડે છે. તેના સાહિત્યમાં રસિકતા ઓછી છે, પણ સ્વભાવે તે રસિક હશે. ઘણા પુરુષો અને સ્ત્રીઓ તેનાથી મુગ્ધ થયાં હતાં. આ રસિકતાએ કંઇ અંશે નર્મદને હાની પણ કરી, કારણકે તેનું ચારિત્ર્ય અશુદ્ધ થયું હતું એમ સખેદ માનવું પડે છે. જો કે નર્મદને એથી ખેદ નહીં થયો હોય, ને એણે એની પરવા પણ કરી નહીં હોય.

નર્મદ આવો બંડખોર અને ઉત્પાતીઓ હતો, અને છતાં તે વખતમાં પણ તેણે લોકોમાં માન અને પ્રીતિ મેળવ્યાં હતાં. તેના લગ્ન સંબંધનો ઝઘડો કોર્ટે ચઢયો ત્યારે તેના સામા પક્ષ માટે સુરતમાંથી કોઇ વકીલ તૈયાર થયો નહોતો.

નર્મદનો દેખાવ કેવો હતો એ તો એની છબીઓ પરથી તમે જોઇ શકશો. પણ મને તો લમણે આંગળી રાખી વિચારમાં પડેલા નર્મદની છબી જરા પણ નથી ગમતી. હું કૉલેજમાં જતો હતો ત્યારે સૌસૌનાં લખાણના આધારે જુદા જુદા સંસ્કૃત કવિઓનાં કલ્પિત ચિત્રો (મનમાં) દોરતો. કાલિદાસને માથે ચકરી પાઘડી હશે; ખભે ખેસ હશે; દક્ષિણી જોડા હશે; તેનું મોં ભરાઉ અને આંખો રસિકતાથી મદભરેલી હશે......આવું આવું હું ઘણીવાર કલ્પતો; અને કાલિદાસનું નામ આવતું એટલે તરત આ કલ્પનામૂર્તિ ખડી થતી. કાલિદાસ બીજા કોઈ સ્વરૂપમાં હોઈ શકે એમ હું ધારી શકતોજ

નહીં. આજ રીતે નર્મદના નામથી મને તો, ટુંકી, ઘુંટણુથી થોડીક નીચે ઉતરતી, જરાક મેલી ધોતડી પહેરી, બંડી પહેરેલે શરીરે, ઉઘાડે માથે, સુરતની શેરીઓમાં દોડીને, લઢીવઢીને પકડેલા કનકવાની દોર ઉતારતો, જરા ગૌર વર્ણનો પાતળો, તીણી આંખોવાળો પચીસેક વર્ષનો એક જુવાન આંખ આગળ ખડો થાય છે......પણ આ તો કલ્પનાચિત્ર છે એ વીસરશો ના.

નર્મદના જીવન વીશે આટલું પુરતું થશે એમ માનું છું. બાકી તો એને એની ચિન્તાઓ ને હરખશોક હશે કે જે દુનીઆને સાવ અજાણુ રહ્યાં હશે; ને એ જાણુવાનો આપ-ણુને અધિકાર પણુ શો ? બાકી તો નવલરામે નર્મદનું જીવન લખ્યું છે તે જોઇ જશો તો કેટલીક ઉપયોગી માહીતી મળશે.

નર્મદની સાહિત્યપ્રવૃત્તિ એના ધમાચકડી કરનાર સ્વભાવ પેઠે બહુદેશી હતી. એણે કવિતાઓ લખી છે; કોષ બના-વ્યો છે; જીવનચરિત્રો લખ્યાં છે; ઇતિહાસનું અન્વેષણુ કર્યું છે; બોધક વાર્તાઓ કહી છે; રસશાસ્ત્ર રચ્યું છે; નિબંધો લખ્યા છે; ને 'ડાંડીઆ'નું અધિપતિપણું પણુ તેણે કર્યું છે. આજે ગુજરાતને 'નર્મકોષ' જાણીતો છે; પણુ તેથી વધારે જાણીતાં 'નર્મગદ્ય' અને નર્મપદ્ય છે. અહીં જ એક વાત કહી લઉં. નર્મદના જમાનાથી ગુજરાતી ગદ્યનો ખરો આરંભ થયો એમ કહેવાય છે. આ બીનાને બે દષ્ટિએ જોઇ શકાય. લેખકો અત્યાર લગી પદ્યનો ઉપયોગ કરતા. મશ્કરી કરવી

હોય, વર્ણન આપવું હોય, અંકગણિતના દાખલા ગણવા હોય કે બ્રહ્મની ભારેખમ મીમાંસા કરવી હોય–બધી જ વાતમાં પદ્યનો ઉપયોગ થતો. આ અતિકૃત્રિમતા લોકોને ન ગમી હોય અને તેથી ગદ્ય ખેડાવું શરૂ થયું હોય. બીજી દૃષ્ટિએ એમ પણ કહી શકાય કે જનસમુહની પ્રવૃત્તિઓ બહુદેશી થતી ગઇ; અને એમની કાવ્યપ્રવીણતા કે રસિકતા ઓછી થતી ગઇ તે કારણથી પદ્ય છોડી લોકોએ ગદ્ય તરફ નજર દોડાવી હોય. ગદ્યની શરૂઆતને લીધે મારે મને એક લાભ તો થયો જ. ગદ્યનો વિકાસ પદ્યના કરતાં સરળ હોઇ, ભાષાની શુદ્ધિનો આદર્શ વધ્યો, અને એને પરિણામે પદ્યમાં ક્ષમ્ય ગણાતી કે સહી લેવાતી ભાષાની અશુદ્ધિ ધીરે ધીરે પદ્યમાંથી પણ ઓછી થતી ગઇ.

નર્મદની શૈલી વીશે ઉપર મેં કંઇ કહ્યું છે, તે જુસ્સાદાર, જોમવાળી અને સચોટ છે. તેના ઉપર નજર ફેરવતાં તમને એમ લાગશે કે આ માણસ ઇઝીચેર પર પડયો પડયો બોલતો નથી, પણ પુર જોરથી હાંક પાડે છે. કાર્લાઇલ આ વખતના ગુજરાતમાં જન્મ્યો હોત તો કદાચ નર્મદ થાત; નર્મદ જો તે વખતના ઇંગ્લંડમાં જન્મ્યો હોત તો કાર્લાઇલ થઇ પડત. આટલું કહ્યાં પછી કહેવું જોઇએ કે નર્મદની ભાષા આજના વાચકને એટલી જુસ્સાદાર અને સચોટ નયે જણાય. એમાં અણખેડાયલી ભાષાની કિલષ્ટતા ઠામ ઠામ નજરે પડે છે તેનો ઉછળતો પ્રવાહ ખંચકાતો, કાદવમાં મલિન થતો વહે છે. એક દૃષ્ટાંત આપુંઃ

વીરરસનાં કાવ્યો જુસ્સા માટે સૌથી વધારે બંધબેસતાં છે. નર્મદનાં એવાં કાવ્યોમાંનું જાણીતું કાવ્ય તપાસીએ:

ધિ:ક ધિ:ક દાસપણૂં દાસપણૂં
બળ્યું તમારૂં શાણુપણૂં—ધિ:ક ધિ:ક—ટેક

*　　　*　　　*

સુખ ઉંચાંને સુખ નીચાંને, તોય શું બંન્ને સરખાં?
સ્વતંત્રતા જળ હલકાં મીઠાં, દાસ્યનાં ભારી ચટકાં–ધિ:ક ધિ:ક

વગેરે. આ જ સ્થળે ખબરદારની પંક્તિઓ યાદ આવે છે:

ધિક્ પ્રૌઢવયે પણ બાલ સમી પરપાલવની મમતા.........

વગેરે. બેઉમાં એક જ જુસ્સો છે અને છતાં બીજી વધારે સુન્દર નથી લાગતી? બીજું દૃષ્ટાંત લઇએ. નર્મદની

રડો રડો મુજ જંન, રડો મુજને સહુ આજે;
થયો છઊં લાચાર, થતું નથી કઇ તમ કાજે.

એ લીટીઓને મણિશંકરની નીચેની પંક્તિઓ સાથે સરખાવતાં ઉપરનો જ અભિપ્રાય કાયમ કરવો પડે છે:

નહિ શકું છેક બચાવી કોઇને,
અશક્ત જેવો રહું બેસી રોઇને.

અને છતાં–ભાષાની કેળવટ અને વિચારોની વિશાળતાના અપવાદો બાદ કરતાં, હૃદયની લાગણીઓમાં ને સ્વદેશપ્રેમમાં નર્મદ તે જમાનામાં અદ્વિતીય હતો તેની ના નહીં કહેવાય.

દેખી દારૂણ દેશીનાં દુ:ખ, નર્મદ દીલ દાઝે છે–
પેખી પરદેશીનાં ઊંચ સુખ, નર્મદ દીલ દાઝે છે–

એ પંક્તિઓ, ને એમાં રહેલી ગમગીનીભરી યાતના તેને માટે સદાભર માનનું દાપું માંગવા બસ છે.

નર્મદની શૈલીને લીધે તથા એના લેખોમાં નજરે પડતા વેગને લીધે ગ્રંથકારો નર્મદને ગુજરાતી સાહિત્યમાં યુગપ્રવર્તક કહે છે. હું જો ગુજરાતીનો ઈતિહાસ લખું તો એમ ન કરું. એના લખાણમાં નવું જોમ અને વેગ છે, પણ વર્તમાન યુગ જુના યુગ કરતાં એકલા ઉત્સાહમાંજ ચઢીઆતો નથી. વર્તમાન યુગના લેખકોની શૈલી વધારે સુઘટ્ટ, સંસ્કારી અને ઓજસ્વંતી છે; તેમનું વિષયાલેખન વધારે સુન્દર અને પ્રમાણસર છે; અને વિષય અને વસ્તુ તરફનું તેમનું વલણ વધારે refined, artistic, dignified અને civilized (સંસ્કારી કળામય ને ગૌરવવાળું) છે. આ ભેદ સ્વીકારીએ તો નર્મદ અને દલપતરામ કાં તો નોખા બેસે કે કાં તો જુના યુગના ટોળામાં જાય. વર્તમાન યુગના લક્ષણો તેમનાં લખાણમાં નથી એજ કારણસર નર્મદ, દલપત અને વર્તમાન યુગ વચ્ચે ૫૦–૬૦ વર્ષોનો જ અંતરાય છે. છતાં એમનું સાહિત્ય વાંચતાં આપણને લાગે છે કે આ આપણા જમાનાની વાતો ન હોય—ને એ આપણી ભાષા પણ ન હોય. મને તો તેમનાજ વખતના નવલરામ અને નંદશંકરનાં લખાણમાં વર્તમાન યુગના લક્ષણો વધારે પ્રમાણમાં જણાયાં—કંઈ નહીં તો તેમની શૈલી વધારે refined (સંસ્કારવાળી) છે જ.

ચાલો, હવે વધુ આવતા કાગળમાં લખીશ, તમારો આટલોજ લાંબો કાગળ નહીં આવે ત્યાં લગી હું કંઇ લખીશ નહીં હં, સમજ્યાં? તમે સૌ કુશળ હશો.

લી. કમળ.

આશ્વિન ૧૯૮૦.

ક. દ. ડા.

શનિવાર, રાતે નવ વાગે.

તોફાની કીર્તિદા,

મારો પ્રથમ પત્ર તમને ન ગમ્યો, એ કહેવામાં તમે જે ચતુરાઇ છુપાવી હતી એ ખરેખર આકર્ષક હતી. પણ એ સંબંધે તમે જે ચર્ચા કરી તેમાં સ્પષ્ટ જણાઈ આવે છે કે એકલા પોપટો જ અચરે રામ નથી કરતા. પણ વારુ, એ ચર્ચાઓના જવાબ હું નહીં આપું. મારા અભિપ્રાયો માટે હું જવાબદાર કે જોખમદાર નથી એમ મેં નહોતું કહ્યું? હા, પણ એક વાત કહીશ; તમને જેણે પઢાવ્યાં છે તેને ગુજરાતી ભાષા આવડે છે ખરી? મને શંકા પડે છે કારણકે મારા પત્રમાં નર્મદને ઉતારી પાડવા જેવું કૈં હતું નહીં.

હા, ઘણા લોકો કરે છે તેમ, જુનું એટલું બધું સારું એમ મેં નથી કહ્યું. નર્મદ એટલે નવયુગનો જગાડનાર; નર્મદ એટલે ગુજરાતનો એક અને અદ્વિતીય કવિ, નર્મદ એટલે નહીં થયલો નહીં થનારો નરવીર; નર્મદ એટલે મન, વચન અને કાયાથી શુદ્ધ એવો સંન્યાસી; નર્મદ એટલે...... બસ થયું. કદાચ આવી જાતની તર્પણાંજલિ તમને પઢાવનાર અને એવા અનેકોની કલ્પનાને વધારે રુચશે; પણ હું તો ફરી કહીશ કે નર્મદ એટલે દેશ અને કાળ આપે તેવું

જીવન જીવનાર અને જીવાડનાર, સાચો, નીખાલસ, અનેક ગુણો અને અનેક દોષોથી ભરેલો માણુસ. ગુજરાતી ભાષામાં અને પ્રજામાં તે જીવશે તે એની કવિતાઓથી નહીં; પણુ આ ઢોળ વગરની ચેતનભરી માણુસાઈને લીધે...... અને ટુંકી ધોતડી પહેરી, કનકવો ચગાવતો નર્મદ શું "નીચો પડી જાય છે?" કદાચ, ધંટીના પડ જેવડી ભાવ-નગરી પાઘડી પહેરાવી હોત તો વધારે શોભત, નહીં?... મને ખુબ જ હસવું આવે છે. ના, એ વર્ણુનમાં નર્મદને ઉતારી પાડવાનો જરાયે ખ્યાલ નહોતો. સુરતના કોઈ પણુ માણુસને પુછશો તો મારા કથનનું સત્ય સહજ જ સમજાશે. તમને બહારવાસીઓને એ નહીં સમજાય. આજે, જ્યારે આપણી રમતગમતો દિનપ્રતિદિન અળખામણી થવા માંડી છે ને ભુલાતી જાય છે ત્યારે પણુ સુરતમાં સંક્રાંતિના ગાળા-માં ઘણાયે વૃદ્ધ સજ્જનોને આમ જોશો. કૈં પણુ હોય તો એ વર્ણુનમાં નર્મદ તરફ સદ્‌ભાવ જ હતો......પણુ ચલો, એ વાત હવે પડતી મુકું છું.

નર્મદના હરીફ દલપતરામ વિશે જરાતરા ઇસારો મેં કર્યો હતો. 'ક. દ. ડા.' નું નામ ગુજરાતી નીશાળની ચોપડીઓમાં તમે વાંચ્યું જ હશે. એ દૃષ્ટિએ આપણે બધાને એમણે કવિતા શીખવાડી છે એમ કહીએ તો ખોટું નથી; બાકી એ ઉપરાંત અને એમની અટક સિવાય એમને કવિ કેટલે અંશે કહી શકાય એ વીશે ચર્ચા થાય છે. ના, હું કવિતા—કાવ્યની વ્યાખ્યા નહીં ઉકેલું.....આપણે માની લેશું કે દલપતરામ એક જબરા કવિ હતા. નાનાલાલનું

પિતૃતર્પણ વાંચો તો તમને લાગશે કે દલપતરામ એકલા કવિ જ નહીં પણ આદ્યદ્રષ્ટા, સ્મૃતિકાર, ભવિષ્યવેત્તા, પયગંબર, ને બ્રહ્મર્ષિ પણ હતા. દલપતરામ પોતે પોતાની જાતને નીચે મુજબ ઓળખાવે છે:—

સ્વદેશ સુધારવાની સભાનો છું સભાસદ,
સુબોધક સજ્જનોના સાથમાં સામીલ છું;
ચૌટામાં લુટાણી મહારાણી ગુજરાતી વાણી,
જાણી તેનું દુઃખ ઘણો દીલગીર દીલ છું;
હીંદી ને મરાઠી હાલ, પામી છે પ્રતાપ પ્રૌઢ,
સ્વદેશી શિથિલ રહી, તે દેખી શિથિલ છું;
કહે દલપતરામ રાજા અધિરાજ સુણો,
રુડી ગુજરાતી વાણી રાણીનો વકીલ છું.

મને લાગે છે કે દલપતરામનું શુદ્ધ સ્વરૂપ:

ડાહ્યાભાઈનો દીકરો, ડાહ્યો દલપતરામ—

એ પંક્તિમાં જણાય છે. જો મારે દલપતરામનું જીવન લખવાનું હોય તો કવિ કરતાં પણ આપણા થોડા ઠાવકા સંસારી તરીકે એમને હું ઓળખાવું. અને દેશ તથા સમાજમાં કવિઓની જેટલી જરૂર છે તેટલી જ સંસારશાણા પુરુષોની જરૂર હોય છે. કલ્પના અને વ્યવહાર એ મનુષ્યજીવનની બે પાંખો છે; અને કવિ અને સંસારી એ બે પાંખોને પોષનારા છે. બેઉ પોતપોતાના વિભાગોમાં સર્વોપરિ છે; સ્ત્રી અને પુરુષ પેઠે બેઉ એક બીજાને આવશ્યક છે; બેઉ સમાજનાં ઉપયોગી અંગો છે.

દલપતરામને મેં ડાહ્યા કેમ કહ્યા એ સ્પષ્ટ છે. એમનું જીવન, ખાસ કરી પરદેશીઓ જોડે, રાજકર્ત્તાઓ જોડે એમનો સંબંધ, અને એમાં સમાએલું મુત્સદ્દીપણું એટલાં એમનો કોઈ પણ રીતે હેતુ સિદ્ધ કરવાના સ્વભાવના સારાં ઉદાહરણ છે; અને મને તો લાગે છે કે એના પરિણામે જ ગુજરાત વર્નાક્યુલર સોસાયટી અને એ વડે થયેલા લાભો આપણે પામી શક્યા. નર્મદથી આ કાર્ય ન થાત. પણ દલપતરામનું ડહાપણ આ કાર્યમાં જ સમાપ્ત નથી થતું. મા બાળકને બાળાગોળી પીવાડે છે તેમ વત્તે ઓછે અંશે લગભગ બધી જ કવિતાઓ વડે તે વાચકને ડહાપણગોળી પીવાડે છે. કવિતા વીશે એમનો સિદ્ધાંત પણ એવો જ ડહાપણભર્યો છે. કવિતા સારી ત્યારે જ કહેવાય જ્યારે માદીકરી વિનાસંકોચે નાનામોટા કુટુંબીઓ આગળ વાંચી શકે. આ દલપતરામનો સિદ્ધાંત. એમણે જો ડોડેનું 'સેફો' વાંચ્યું હોત તો જરૂર બેભાન થઇ જાત. દલપતરામ આવા ડાહ્યા સસારી હતા.

દલપતરામની કવિતાઓ વીશે બે અભિપ્રાય તમે સાંભળ્યા હશે. એક મત એ કે એ બધાં ચવાઇને જુનાં થયલાં, નાનાં બાળકો અને અભણ માણસો પણ જાણે તેવાં રસ વગરનાં, લુખ્ખાં જોડકણાંઓ છે. બીજા મત પ્રમાણે થોડીક કવિતાઓના અપવાદો સિવાય, દલપતરામની કવિતાઓ નૈતિક ઉન્નતિ પ્રેરે એવી છે. આ બેઉ મતવાદો વત્તે ઓછે અંશે ખરા છે. દુનીઆં આટઆટલાં વર્ષોથી જીવે છે. તેમાં અનેક નીતિશાસ્ત્રીઓ જન્મ્યા હતા અને તેમણે શક્ય એટલા બધા સ્વરૂપોમાં નીતિના પાઠો શીખવાડ્યા છે. સત્ય એક જ

છે; ચોરી ન કરવી જોઇએ; ક્રૂર ન થવું જોઇએ; આવાં સત્યો એક જ છે અને નીતિશાસ્ત્રીઓ અનેક છે એટલે એ દષ્ટિએ દલપતરામની શીખામણો ચવાઈ ગયલી ગણી શકાય; અને મસ્તી અને જોબનના પૂરમાં તણાતા વાચકને એ લુખ્ખી લાગે તો નવાઈ જેવું નથી. પણ જીવનમાં દરેક માણસ અમુક અનુભવો પછી ધમાચકડીથી થાકે છે; દરેકને ઠરેલ થવાનું મન થાય છે; અમુક સ્થિતિમાં દરેકને શાંતિ જોઇએ છે—એવા વાચકોને દલપતરામની કવિતાઓ કદાચ આકર્ષી શકે. નર્મદની કવિતા હૃદયની લાગણીઓ ઉશ્કેરનારી ને દલપતરામની કવિતાને વર્તનને પ્રેરનારી કહી શકાય, પણ એવી નૈતિક સ્વરૂપવાળી કવિતાઓનું એક લક્ષણ છે કે તે ઘણા નાના વર્ગને રૂચે છે કારણ કે ઘણાંને ડાહ્યા થવાનું ગમતું નથી; અથવા ડાહ્યા કેમ થવાય એ પોતાને ખબર છે એમ તેઓ માને છે.

ઉપરની ચર્ચા મુખ્યત્વે directly moral ( પ્રત્યક્ષ બોધ દેનારી ) કવિતાઓને લાગુ પડે છે. દૃષ્ટાંતરૂપે:—

અભિમાને દુઃખ ઉપજે, અભિમાને જશ જાય;
મિથ્યા અભિમાને કદી, જીવનું જોખમ થાય.

અથવા

નારી, નરપતિ, અગ્નિનો અતિ પ્રસંગ દુઃખમૂળ

વગેરે—

અભિમાન રાવણનું પણ રહ્યું નથી–બચપણથી એ સૂત્ર સાંભળતા આવેલા, અને તેથી પુનરુક્તિથી કંટાળેલા વાચ-

કને લાગે છે કે દલપતરામે આમાં નવું શું કહ્યું? એમણે અમેરીકાની શી શોધ કરી હતી કે તે કવિતા લખવા બેસી પડયા. સૌ જાણે છે કે અભિમાન દુર્ગુણુ છે. આ દલીલ સામે મને તો કૈં ઉત્તર નથી જડતો અને દલપતરામનો હું વકીલ હોઉં તો વકીલાતનામું મારે પાછું ખેંચી લેવું પડે; કારણુ કે આટલી શીખામણુ સિવાય એમાં બીજું કંઇ પણુ આકર્ષણુ નથી કે ગુજરાતીમાં એ કવિતાની જરૂરીઆત સાબીત કરી શકાય.

પણુ નીતિની કવિતાઓના વર્ગમાં પણુ દલપતરામની કેટલીક કવિતાઓ ચઢીયાતી છે; દાખલા તરીકે:

જુલ્મી જુલમ કરે ઘણો, સુજે ન કાંઇ ઉપાય;
કરીએ કાગારોળ તો, ક્વચિત ફાયદો થાય–

અથવા,

નસીબ નસીબ સૌ કો કહે, પણુ નક્કી નહિ આશ;
ચુલા શા માટે કરે જો નસીબ વિશ્વાસ

× ×

ખેતર વાવે શ્રમ કરી, ઉગાડવું હરિહાથ.

×

અને यत्ने कृते यदि न सिध्यति कोऽत्र दोषः। નો પડઘો હોવા છતાં "સખિ જો કદી ઉદ્યમ નવ ફળીયો તોય નસીબ થકી તે બળીયો બહેન"—એ પંક્તિ સ–રસ લાગે છે, એટલુંજ નહીં પણુ અણુજાણે આપણા વર્તન ઉપર તે અસર કરી રહે છે.

દલપતરામનાં કાવ્યોમાં 'વેનચરિત્ર' 'ફાર્બસવિલાસ' ને 'હુન્નરખાન'ની ચઢાઈ સૌથી વધારે જાણીતાં છે. 'વેનચરિત્ર' એક સામાજિક આખ્યાન છે. તેમાં વાંઢાઓનાં દુઃખ હાસ્યરસથી વર્ણવ્યાં છે અને વિધવાઓનું જીવન કરુણ રસથી ચીતર્યું છે. 'ફાર્બસવિલાસ' વીશે રા. અંજારીઆએ કહ્યું હતું કે એ " સાધારણ માણસોને નવરાશની વેળાએ જરા વિલાસ મેળવવાનું સારૂં સાધન છે "; પણ મને તો તેમ ન લાગ્યું. મને તો કોઈ રજવાડાના ભાટચારણો યાદ આવ્યા. 'હુન્નરખાનની ચઢાઇ'માં સ્વદેશીની ઝાંખી થાય છે; પણ શ્રી. ગાંધીના અસહકાર પછી ભાગ્યે તમને એમાં રસ પડશે. દલપતરામના ગદ્ય પુસ્તકોમાં 'ભૂતનિબંધ' અને 'મિથ્યાભિમાન નાટક' સારાં ગણાય છે. નિબંધ તરીકે નિબંધની ઘટના બહુ આકર્ષક નથી પણ તેનું વસ્તુ તે વખતમાં આકર્ષક થયું હશે. મને પોતાને તો દલપતરામની ગરબીઓ અને એમનાં કલાત્મક કાવ્યો (છે તેવાં) વધારે ગમ્યાં. એમની ગરબીઓ તો તમે વાંચીજ હશે. એ એટલી સરસ ગણાતી કે તેના હરીફ નર્મદે અર્ધ દ્વેષ ને અર્ધ મજાકમાં દલપતરામને ગરબીભટ્ટ કહ્યા હતા. એમનાં કલાત્મક કાવ્યો ઘણાંજ ઓછાં છે પણ તે જેટલાં છે તેટલાં સુન્દર છે એમ કહ્યા વિના નહીં ચાલે. ઘણા લોક પેઠે હું પણ પહેલાં કહેતો કે દલપતરામની કવિતા ભાવવિહીન અને કલ્પનારહિત છે. પણ મારા એક મિત્રે મારી એ ભુલ સુધારી હતી. દલપતરામ પણ રસજ્ઞ હતા; એમના વ્યવહારુ જીવનનાં પડળને ભેદી ક્વચિત્ તેમની કલ્પના આકાશગામી થતી હતી એ એમણે

કરેલા કુદરતવર્ણનમાં જણાય છે. ચન્દ્ર વીશે તે કલ્પે છે કે :

પાતાળમાં શું નટવો નચાવ્યો,
તેણેજ આ થાળ ઉંચો ચઢાવ્યો–

મી. રાયચંદને ચીઢવવા તે દિવસે મેં ગાયલી નીચેની પંક્તિઓ પણ દલપતરામની જ છે:—

લડયા વિના જે તજી રાજ્ય નાઠો
દેખાવ દીધો અતિ છેક માઠો,
જરૂર જાતે જગ જાણીઓ છે;
ક્ષત્રિ નહીં તે વિંત્રુ વાણીઓ છે;
નીચી કરી મૂછ નમ્યો હરી તે
દીધો તજી દેશ ગયો ડરી તે
ધરે ન ક્ષત્રિ તુજ નામ ચંદ
વણિકને લાયક નામ ચંદ

અને દલપતરામની ભાષા જાડીજ હોય છે એવું પણ નથી.

નિજ શરીર સંકોચન કરી, થઈ ગઇ ગોળમટોળ
મેં દીઠું તેના દેહનું દડા પ્રમાણે ડોળ, નટડી નાચે છે–

એ કે એવી લીંટીઓ આજની સુન્દર કવિતાઓનો પડઘો આપે છે. પણ આવી કવિતાઓ અતિથોડી છે એટલે ઘણે ભાગે તે અજાણુ રહે છે, અને એમની કેટલીક કવિતાઓ તો ખરેખર ચોઢ ચઢે એવીજ છે.

લટકે લીલાં લુગડે, અંગે અધમણ મેલ,
ચોરી ચઢતા ચોટલે, ઘર્યું હશે ધુપેલ

લીલાં લુગડાં, અધમણ મેલ, ચોટલો અને ધુપેલ એમાંની એકે ચીજ છુટી છુટી પણ કવિતામાં સ્થાન ન પામે તો આ સઘળાંનું જુથ–ઓ !
અને ખરેખર,

તું તો ઉંચો વિશેષ વધ્યો તાડીઆ જો,
પણ તાપ કોઈના તેં ન મટાડીઆ જો–

કે 'લાડૂ જલેબી જમાડી જુઓ,' એવી કવિતાઓ ભવિષ્યની આવૃત્તિઓમાં ન છપાય એ ઇચ્છિવા જોગ છે. પછી ભલે એથી એ દરેકમાં એકાદ ઔંસ ડહાપણ કે અર્ધો ઔંસ ઠાવકાપણું નકામું જતું હોય.

દલપતરામે આવી કવિતાઓ કેમ લખી હશે ? તમે કદાચ પુછશો. એનું કારણ છે. તે એ કે દલપતરામ ભારોભાર સંસારી હતા. એમનો જીવ સંસારની ચીજોમાં જ ચેન માનતો નેં વિકસતો. એમની આખી જીંદગીમાં ભાગ્યે એમણે પોણો કલાક સાચું કવિપદ ધારણ કર્યું હોય; પણ એમણે તો ગમે તેવી કવિતાઓ લખી. આજે પણ કદાચ એથીયે ઉતરતી કવિતાઓ લખાતી હશે. પણ શું જોઇને આજના રસજ્ઞો અને વિદ્વાનો આવા જોડકણાં જોડનારને આવી રીતે વખાણતા હશે ? તમે એ સવાલ ન પુછ્યો એ સારુ થયું; કારણકે એનો એકજ ઉત્તર છે: કે એવા લોક નથી રસજ્ઞ કે નથી વિદ્વાન.

—પણ દલપતરામને ગુજરાત ભુલી તો નહીં જ શકે. કવિ તરીકે તેમનાં કાવ્યો ભલે અપ્રિય કે અરુચિકર મનાય પરન્તુ એમણે સાહિત્ય અને જીવન વડે જે સામાજિક સેવા કરી હતી એ સાવ નાની નહોતી. ગુજરાતના જનમંડળની બુદ્ધિના વિકાસમાં ને સામાજિક પ્રગતિમાં એમણે સારો સરખો હીસ્સો આપ્યો હશે એમ કલ્પી શકાય છે. એમની કવિતાઓમાં, પોતાની ઠાવકી રીતે એમણે સમાજનાં અનિષ્ટોને વખોડયાં છે ને એટલીજ ડાહી રીતે કેટલાક નવા માર્ગો પણ સૂચવ્યા છે; અને તેઓ સમાજમાં અને રાજ્યમાં સારી પદવી ભોગવતા હતા એટલે એ 'ભલામણો' અસર થઈ હશે એમ માની શકાય.

આ ઉપરાંત તો દલપતરામની કવિતા વીશે મારે ઝાઝું કહેવાનું નથી કારણ કે મને એમની કવિતાઓમાં બહુ રસ નથી પડયો. માત્ર કોઈ કોઇ વાર લહેરમાં આવી જાઉં છું ત્યારે હજી પણ

માખી બોલી મુખ થકી,

એ સાદી અને સરલ કવિતા કે કોઇ વાર "અન્યનું તો એક વાંકું, આપનાં અઢાર છે" લલકારું છું ને તમારી ભાભીને પુછું છુંઃ 'કેમ સરસ છે નહીં ?'

નર્મદ અને દલપતરામના જીવન અને સાહિત્ય જોતાં પેલું શબ્દચિત્ર સાંભરે જેમાં બ્રાઉનીંગ અને ટેનીસનને ઇંગ્લંડના સાહિત્યના 'પારનેસસ' પર બેઠેલા બે કવિઓ કલ્પ્યા છે. ૧૯ મી સદીના ગુજરાતી સાહિત્યના આ પણ

એવાજ બે કવિઓ હતા; અને કૈંક—થોડાક અંશે નર્મદ બ્રાઉનીંગને અને દલપતરામ ટેનીસનને મળતા આવે છે. આખા અંગ્રેજી સાહિત્યમાં જેમ બ્રાઉનીંગનું વ્યક્તિત્વ ગુજરાતીમાં નીરાળું છે તેમજ નર્મદનું વ્યક્તિત્વ ગુજરાતીમાં નિરાળું છે. જેમ ટેનીસન રાજ્યકવિ હતા તેમજ દલપતરામ રાજ્યકવિ હતા. બ્રાઉનીંગની કવિતામાં જેમ શબ્દ કરતાં વિચારને પ્રાધાન્ય છે તેમજ નર્મદના સાહિત્યમાં શબ્દો કરતાં લાગણીઓ અગ્રેસર છે; જેમ ટેનીસન શબ્દચમત્કૃતિમાં મોજ માણે છે તેમ દલપતરામ પણ એમની રીતે શબ્દજાળ—જોડકણું—માટે હરહંમેશ પ્રયત્ન કરે છે. અને બ્રાઉનીંગની પેઠે નર્મદની ભાષા પણ ખડબચડી છે; પણ તમને લાગશે કે કયાં ટેનીસન—બ્રાઉનીંગ ને કયાં દલપત-નર્મદ ? અને એ ખરું છે. પણ " ઘરદીવડાં શાં ખોટાં " એ યાદ છે ને ?

નર્મદ અને દલપતે માંહ્યોમાંહ્ય ઘણી તકરારે કરી હતી એવું કૈંક મેં કહ્યું હતું. એમનાં મરણ પછી આજે પણ બેઉના પક્ષવાદીઓ પોતપોતાના કવિ માટે તકરારો કરી રહ્યા છે. એક પક્ષ નર્મદના અને બીજો દલપતના નામથી એમના યુગને ઓળખાવવા માંગે છે. આ તકરારનો નીવેડો આણવો એ મારું કામ નથી પણ તમે નર્મદ-દલપતનાં પુસ્તકો વાંચશો તો કદાચ તમને લાગશે કે રાજાઓ અને સાહેબલોકોની પ્રીતિ મેળવી સી. આઇ. ઈ. ની ઉપાધિ મેળવનારા, ડાહ્યાડમરા દલપતરામ કરતાં, દેશમાં નવું જોમ લાવનાર, પ્રજાના શિથિલ થયલાં ગાત્રોને ઢંઢેરનાર, બારણે ઉભો ઉભો

હા ભૈયા હું તો આ ચાલ્યો, શંખનાદ હજુ થાયે હો !...

—ની બાંગ પુકારનાર, લોહીભીંજ્યો નર્મદ પ્રજાના માનનો વધારે અધિકારી છે,–પણ આ તો અંગત મતનો સવાલ છે. કદાચ એટલાથી નર્મદને યુગપ્રવર્તક નયે કહેવાય. આ પ્રશ્નને આપણે વધુ ઝીણવટથી તપાસીએ. સાધારણ રીતે આજે યુગમાં સૌથી મહાન્ લેખક કે કવિને યુગપ્રવર્તક ગણવામાં આવે છે. એથી જ જે યુગમાં બે મોટા કવિઓ હોય તે યુગમાં યુગપ્રવર્તકની ઉપાધિ માટે ભાંજગડ થાય છે. મને તો લાગે છે કે એ મૂળ સિદ્ધાંત જ ખોટો છે. આપણા ઇતિહાસકારો જો જરા ઉંડા ઉતરે તો આ પ્રશ્ન રહેજ નહીં; તેમ રા. અંજારીઆ પેઠે બે પુરુષોના નામથી ( જેમકે નર્મદ–દલપત યુગ ) તે યુગને ઓળખાવવાનું પણ રહે નહીં; કારણકે યુગપ્રવર્તક અને યુગપ્રતિનિધિ એ બેનો ભેદ તપાસીએ તો આનો નીવેડો આવી જાય. યુગ-પ્રવર્તક અને યુગપ્રતિનિધિ એ બે જુદાં જ સ્વરૂપો છે. યુગપ્રવર્તક અદ્ભુત અને નવીન છે. એની ભાષા, એના વિચારો, એનું વ્યક્તિત્વ, એના રસ અને સંસ્કારિતા એ સૌ જુદાં અને નવીન છે; અને એ નવીન અંકુરોમાંથી ધીરે ધીરે નવીન યુગ જન્મે છે. યુગ પ્રતિનિધિમાં નવીન અંશો નથી. એના યુગના સૌ લક્ષણો એનામાં પુરેપુરાં છે. બીજાં બધાં એના કરતાં ચઢીઆતાં નથી કારણકે તે સંપૂર્ણ છે; પણ દુનીઆને એ કૈં નવું નથી આપતો. એ બધાનું સાર લે છે અને પોતે સંપૂર્ણ બને છે; પણ તે યુગપ્રવર્તક નથી. યુગપ્રવર્તક બહુધા એક જ હોય છે કારણ

વસુન્ધરા એટલી સત્ત્વશાળી નથી કે એક નાના પ્રાન્તમાં એક નાના યુગમાં બે નરોત્તમોને જન્માવે; પણ યુગપ્રતિનિધિઓ તો બે પણ હોઇ શકે. એક દૃષ્ટાંતથી આ કથન વધારે સમજાશે. નરસિંહરાવ અને આણંદશંકરને આપણે કૈંક અંશે યુગપ્રતિનિધિઓ કહી શકીએ; પણ એકે યુગપ્રવર્તક નથી. અલબત્ત યુગપ્રતિનિધિઓ પણ ઉપર કહ્યું તેમ સામાન્ય કોટિથી ઘણા ઊંચા હોય છે.

આ ચર્ચાની દૃષ્ટિએ દલપતરામને તથા નવલરામને યુગપ્રતિનિધિઓ અને નર્મદને યુગપ્રવર્તક કહી શકાય. દલપતરામ તે યુગની સંસ્કારિતા અને ભાવનાની મૂર્તિરૂપ હતા. સ્વાસ્થ્ય, ગભીરતા, કૈંક સંકુચિત મર્યાદા, શિષ્ટાચારનો પ્રેમ, કૈંક કૃત્રિમ જીવન અને શાણાં હોવાનો ડોળ કરવાનો જનતાનો શોખ; ભાષાની અરુચિકર લાગે એવી ટાપટીપ; ને દયારામના ભક્તિરસના યુગનો રહી ગયલો પટ;—એ તે યુગનાં મુખ્ય લક્ષણો ગણી શકાય અને એ બધાં દલપતરામમાં પુરેપુરાં વિકસેલાં જણાય છે.

નર્મદ આવો નહીં. એ જમાનાનાં ચોકઠામાં એ બેસી શકતો નહીં. તેની ભાષા, તેનું કવન, તેની જીવનછટા એ સૌ નવીન છે. વર્તમાન સ્થિતિના વંડાઓ કુદી તેને બહાર પડવું હતું અને દેશને બહાર પાડવો હતો. વિચારમાં ને વ્યવહારમાં સચ્ચાઇ અને સ્વતંત્રતાના નવીન તરંગોને તેણે જન્મ આપ્યો અને હૃદયના વેગને યથાયોગ્ય વહન કરે કરે એવી જુસ્સાદાર લખાવટ કેળવી, જીવન અને સાહિત્ય-

માં તે પોતાનું વ્યક્તિત્વ–પોતાની ન ભુસાય એવી છાપ મુકી ગયો. એ વખતમાં કોઈ યુગપ્રવર્તક હતો જ નહીં એમ કહેવું હોય તો ભલે; પણ કોઈને યે તે પદવી આપવી જ હોય તો એ ટુંકી ધોતડી પહેરનાર, અને કાગળ અને મનના સુન્દર પતંગો ચગાવનાર નર્મદને જ આપવી પડશે... ચલો, સાહેબજી.

લિ.

કમળ.

*પોષ, ૧૯૮૧.

## ( ૩ )

## કલાપી

રસિક કીર્તિદા,

એક વાર—આજથી ઘણાં વર્ષો પર, જીવનમાં યાદ રહેશે એવી થોડીક રાત્રિઓમાંની એક રાતે હું મારી ઓરડીમાં બેઠો હતો. મ્હારા લગ્ન પછી તે દિવસે પહેલીવાર અનંતબાળા મ્હારે ઘેર આવી હતી. એ પ્રસંગ ત્હમે કલ્પી શકશો ? અંધારૂં થયું છે; શેરીનાં બધાં લોકો નીરસ અને નિસ્તેજ રાત વીતાડવા તૈયારી કરે છે. એક ખુણામાં યૌવન અને પ્રકાશથી ભરાતી–ઉભરાતી અનંતબાળા નીચું જોઈ સ્હવાર માટેનું શાક સમું કરે છે અને હું કંટાળી જઈ અધીરો થાઉં છું; બારીએથી ડોકિયું કરૂં છું ને આ બધું જોઉં છું; એટલામાં મા અને બાપુ ઉઠે છે, અને મેડે જાય છે ને હું ઉતાવળે પાછો દોડી જઇ એક પુસ્તક ઝડપી ડાહ્યો ડમરો થઇ બેસી જાઉં છુ. થોડી

વાર થાય છે. હજી અનંતબાળા આવતી નથી. હું ચીઢાઉં છું અને અગાસીમાં નજર કરૂં છું ત્યાં છાપરાં પર થઇ વરસાદના જળ પેઠે ચન્દ્રિકા અગાસીમાં ટપકે છે; એટલામાં દૂરથી કોઈના ઝાંઝરનો અવાજ આવે છે. મ્હારા પૂરાઇ રહેલા પ્રાણ ઉલટે છે; શરીરની રગો ધસધસી ઉઠે છે; હૈયું ધબકે છે અને યોગીઓએ ન અનુભવેલી અને ઘણાઓએ માત્ર કલ્પનામાં જ માણેલી એવી આનંદસમાધિમાં ડૂબી જાઉં છું, એટલામાં શરમથી લચી પડતી ને વિકસેલા યૌવનથી પમરતી અનંતબાળા આવે છે. ત્હેની લજ્જેલી આંખોમાં અણપૂરાયલા અભિલાષોની મસ્તી છે; ત્હેના ઉજ્જવળ વદન પર આનંદની રોશની છે; ત્હેના અંગમરોડમાં સ્વર્ગના સુખને ઠોકરે મારનારનો આત્મસંતોષ છે.

સ્હવારે હું ઉઠયો ત્યારે અનંતબાળાનું આ સુભગ મંગળદર્શન મ્હારી આંખો આગળ તરવર્યું; અને એ આખા પ્રસંગને જીવનભર મૂર્તિમંત કરવાની મ્હને અભિલાષા પ્રકટી. તે પ્રમાણે મેં એક કાવ્ય રચી લીધું. જ્યાં લગી એ સુંદર પ્રસંગ કાવ્યમાં આબેહૂબ સજીવન થયો ત્યાં લગી મેં એમાં સુધારાવધારા કર્યાં. આખરે હું સંતોષાયો અને મને લાગ્યું કે એ અપૂર્વ પ્રસંગને ઉચિત અપૂર્વ કાવ્ય રચાયું હતું.

બપોરે ધન્વિન આવ્યો. ત્હમે નામથી તો ઓળખતા જ હશો. પેલા વિદ્વત્તાભર્યા સાહિત્યના ત્રૈમાસિકનો હવે એ તન્ત્રી થયો છે; પણ અમે તો પ્હેલેથી એને સાહિત્યનો પારેખ કહીયે છિયે. જે ગર્વ અને આનંદ સાથે સ્ત્રી પોતાના નિર્મળ યૌવન સાથે પતિ સામે ઉભી રહે છે કે વિદ્યાર્થી

સફળ કરેલો ગણિતનો હિસાબ લઇ શિક્ષક પાસે જે હોંસથી આવે છે તે ગર્વ, ઉત્સાહ ને આનંદ સાથે મેં ધન્વિનને કહ્યું: "લે અલ્યા, આ વાંચી જો."

ધન્વિને કાવ્ય લીધું ને વાંચવા માંડયું ને હું જેમ તેમ અધીરતા દાબી એને જોતો બેસી રહ્યો. એ વાંચી રહ્યો ને તરત મેં પૂછ્યું. "કેવું છે ?"

"છે, ઠી...ક છે" ત્હેણે કહ્યું.

મ્હારો પિત્તો ઉકળી ઉઠયો.

"શું ઠીક છે ? કેવું સુન્દર છે! એની ભાષા, એની કલ્પના..."

ધન્વિને વચમાં જ કહ્યું: "પણ એમાં નવું શું છે ? લગભગ બધી કવિતાઓમાં આવું જ હોય છે. પણ છે...સારૂં છે."

—તે પછી વર્ષ સુધી મેં ધન્વિનનું મ્હોં ન્હોતું જોયું.

એ વાતને આજે વરસો થઇ ગયાં છે. મ્હારા ઉન્મત્ત યૌવનનો જુવાળ ઉતરી ગયો છે; વણવપરાયલી શક્તિઓનો ભેરીનાદ શમી ગયો છે; જીવનમાં અનેક ખાઇઓ પડી છે; ને અનેક ટેકરાઓ ઉભા થયા છે. વાળના રંગથી વય માપીએ તો ઘડપણ બેસી ચૂકયું છે. આજે ફરી વાર એ

કવિતા વાંચું છું ત્યારે હસવું આવે છે. ધન્ત્વિને સત્ય કહ્યું હતું પણ તે વખ્તે મ્હને એ સૂઝયું નહિ કારણકે સમોવડીઆ છતાં ધન્ત્વિનને ઘડપણ ચાલતું હતું ને હું તો ઉછરતી જુવાનીની પ્રથમ છોળે ભીંજાતો, જીંદગીના ભૂલભૂલામણા મ્હેલને હજી પ્હેલે પગથિયે ઉભો હતો.

કલાપીની કેટલીક કવિતા સંબંધે મ્હારો બરાબર આવો જ અનુભવ છે. કૉલેજ હૉસ્ટેલના ઓરડામાં, પલંગ પર પડયા પડયા, રેશમી તકિયા પર માથું ટેકવી :

મ્હને ઘેલો કહી લોકો! હજારો નામ આપો છો!
હમે મનસુરના ચેલા, ખુદાથી ખેલ કરનારા.

કે

કહ્યુ મેં બુલબુલોને તો પડી છે ટેવ રોવાની,
હમારી ટેવ તો જૂની મઝેદારી ઉડાવાની.

... ...

ગુલો કાંટા વિનાનાં, ને સનમની હાંફતી છાતી
હમારી બાદશાહીમાં હમારી એ હતી ગાદી.

એ કે એવી કડીઓ જાણે રસોડામાં જમતા ભટ્ટચાકરોની રસિકતા કેળવવી હોય તેમ મોટે સાદે લલકારતો, કે

જો ઇશ્ક ના તો શું ખુદા? આલમ કરી તોયે ભલે
જો ઇશ્ક ના તો શું જહાં? એને ખુદાયે શું કરે?
ક્યાંયે હશે જો કો ખુદા તો ઇશ્કનો બંદો હશે
જો ઇશ્કથી જુદો થશે તો ઇશ્કથી હારી જશે.

એ કડીઓ બોલી આકાશમાં બેઠેલા ઇશ્વરને "ચેલેંજ" કરતી આંખોએ બારી ગમ જોતો; અથવા

જે ઈશ્કનો બંદો ઠર્યો  તે  છે  ખુદાઇનો  ખુદા
ઓહો!—ખુદા શું? લોક શું? કે કોઇ શું ત્હેને કરે?

એ કડીના "ઓહો" શબ્દ બોલી પલંગ પર બે વેંત ઉંચો ઉછળતો; ને

હું જાઉં છું. હું જાઉં છું, ત્યાં આવશો  કોઇ નહિ
સો સો દિવાલો બાંધતાં  ત્યાં ફાવશો કોઇ  નહિ.

વાંચી સરસ્વતીચન્દ્ર થઈ જવાના ખ્યાલો કરતો; કે

લલાટે હાથ જો  ત્હારો પછી એ તાવ પણ  પ્યારો

એ કલ્પનાપ્રસંગ અનુભવતો

— ત્યારે મ્હારી "ખુમારી"ની ઋતુ હતી. ઇશ્ક, સાકી શરાબ કે સનમ—એ શબ્દો સાંભળતાં, વાર જ કોઇ જાદુઈ મિનારત ખડી થતી જેને મુખ્ય દ્વારે લખ્યું હતું કે

અજાયબ પ્રેમના રસ્તા, અજાયબ ગાંઠ પ્રેમીની
ખુમારી ને ખુવારી છે, અજાયબ પ્રેમની મસ્તી

ન જોયેલ, ન અનુભવેલ પ્રેમની આવી મસ્તી હતી. તે વખ્તે કલાપી એટલે કેકારવ; અને કેકારવ એટલે ઇશ્કના પાંચ દશ કે ગણ્યાં—ગાંઠયાં કાવ્યો આજે હસવું આવે છે પણ એ કાવ્યો. ને એ કેકારવ એ જીવનકાળની તો વેદની ઋચા હતી ને કલાપી ત્હેનો અધિષ્ઠાતા ઋષિ હતો.

આજે એ કાવ્યો સુંદર નથી લાગતાં એ તો રહ્યું, પણ કોઈ વાર ઉલટો અણગમો ઉત્પન્ન થાય છે ને જાણે કલા-

પીની કાવ્યકળાને ઝાંખપ લગાડતાં હોય એમ લાગે છે. આવાં કાવ્યો છે પણ જુજ; કેકારવનાં કુલ્લે એકસો ત્રાણું કાવ્યોમાં નાની મોટી આવી સત્તાવીસ કવિતાઓ છે; એટલે ચારસો અઠાણું પૃષ્ટમાંથી બહુ તો સાઠેક પાન આ જાતની કવિતાનાં છે. અને છતાં કલાપીને લોકો ઇશ્કનો અમીર ગણે છે ! અને ઘણાં ભૂલી જાય છે કે કલાપીની કવિતા એટલે માત્ર

બિસમિલ્લાહ ખતમ થઇ જા
ઝીકર કરના જીગર ગમ ખા,

એટલું જ નહિ પણ

તારો તુટયો નભેથી ખરર ખરતો
તોપ ગોળો વછુટયો
રાતો વહ્નિભભુકો ભડ ભડ બળતો
આભમાં ઉડી ચાલ્યો;
ગંગાનો ધોધ ફાટયો ગિરિશિર પરથી
રામનું બાણ છુટયું,
તેવો તે શૃંગવાળો મૃગજળ ઝરણું
ફાળથી કૂદી ચાલ્યો;
પક્ષી બોલે ન ચાલે, દ્રુમ પણ ધ્રુણ્યાં
પૃથ્વી ધ્રુજી રહી આ
આ તે બ્રહ્માંડ ફાટયું ! પ્રલય થઈ ગયો
શંભુએ શંખ ફુંક્યા.

એ લીટીઓની પ્રબળ કલ્પના અને ચિત્રણશક્તિ પણ ખરી; અને

રસહીન ધરા થઇ છે દયા હીન થયો નૃપ

એ કે 'મૂળદાસ' માં રજુ કરેલી ઉચ્ચ ભાવના પણ ખરી. મ્હને તો લાગે છે કે કલાપીની કવિતામાં જો કોઇને પણ ચિરંજીવ થવાનો હક્ક હોય તો તે પેલાં શૃંગારકાવ્યો સિવાયનાં બીજાં કાવ્યોને છે.

તે પંખીની ઉપર પથરો ફેંકતાં ફેંકી દીધો

અથવા

ત્રેવીસ વર્ષ મહીં સ્વપ્ન અનેક વીત્યાં

એ કાવ્યો વાંચી પોતાની જીંદગીના એવા અનુભવો સંભારી કોનું હૃદય નથી દ્રવ્યું ? અથવા

અહો હો, તે કળી કાચી કાલ ના ઉઘડી હતી

એ કાવ્યની ઉંડી રસિકતા કે વીણાનો મૃગ, અસ્વસ્થ ગૃહિણી અને

ઝરમર અધરે વરસે મોતી
ફુલડાં આંખડીને ખૂણેથી

× ×

ડસડસ ક્યાં તારાં દગ જોતાં
આમ ગરીબી શાને જોતાં

× ×

રોતું અંતરનું રોનારૂં
રોતું ભીતરનું જોનારૂં

—ન્હાની નારનાં નાકનાં સુન્દર મોતી જેવાં આ ન્હાનકડાં કાવ્યો કે એવા બીજાં અનેક કાવ્યોમાંનું એકેક કાવ્ય એ બધી

મુશ્કની ગઝલો કરતાં મ્હને તો ચઢીઆતું લાગે છે; પણ ઈશ્કનો બંદા તો કહેશે કે

હવાઈ મ્હેલના વાસી હમે એકાંત દુઃખવાદી
હમોને શોખ મરવાનો હમારો રાહ છે ન્યારો

—ત્યારે આપણે શું કરીએ?

૨

એક વાર એક જણે મ્હને પૂછ્યું હતું, ત્હમને કલાપી ગમે છે? મેં કહ્યું હા, હું કલાપીને ચાહું છું. તેણે પૂછ્યું: ત્હેની શૈલી ઉત્તમ છે, નહિ? મેં કહ્યું, કોઈ ઠેકાણે તે કાચી છે, કયાંક ક્લિષ્ટ છે ને અપવાદો બાદ કરતાં તે સાધારણ વર્ગની છે......તે માણસ હજી પણ મ્હને ચક્રમ ગણે છે.

કલાપીનાં થોડાંક સારા કાવ્યો વિષે મેં ઉપર કહ્યું છે. કેકારવમાંથી આમતેમ ઉપાડેલા એ માત્ર નમુનાઓ છે. કદાચ એ કરતાં સરસ કાવ્યો કેકારવમાં જડી આવશે. આટલું સ્વીકાર્યાં પછી કહેવું પડે છે કે શુદ્ધ સાહિત્યના નિકષે કલાપીની કવિતાને કસીએ તો લાગી આવે છે કે એ રસિક રાજવીની કાવ્યકળામાં ઘણે ઠેકાણે ખુંચતી —અતિ દર્દ દેતી કાંકરીઓ છે. કાન્ત કહે છે કે: કેટલીક પંક્તિઓ તો એવી મનોહર છે કે જે ગુજરાત કદાપી ભૂલશે નહિ. આ સાવ સાચું છે ને અમુક પંક્તિઓ તો ગુજરાતનાં હૃદયોને હંમેશ પ્રેરશે અને પોષશે. પણ સાહિત્યનો જડ અભ્યાસી પુછે છે કે એક કાવ્યમાં થોડી

પંક્તિઓ સારી હોય તેથી આખુંજ કાવ્ય સારૂં છે એમ કહેવાય ખરું ? ને બુદ્ધિ જવાબ વાળે છે કે એક ખરાબ પંક્તિથી આખી કવિતા બગડી જવાનો જેટલો સંભવ છે ત્હેના કરતાં એ સારી પંક્તિઓથી કવિતા અમર થવાનો સંભવ થોડો છે. અને જીવનમાં પણ એવું જ થાય છે. માણુસની એક ભૂલ કે દોષને લીધે એની જોડે આપણે બધોજ વ્યવહાર બંધ કરીએ છીએ અને ત્હેને અસ્પર્શ્ય કરી મૂકીએ છીએ.

કલાપીની ઘણીખરી કવિતાઓમાં થોડીક સુન્દર લીટીઓ તો હોય છે જ પણ રસનો એ પ્રવાહ અંત સુધી એકધારે વહેતો નથી. દષ્ટાંતરૂપે ' જન્મદિવસ ' કાવ્ય જુવોઃ

ત્રેવીસ વર્ષ મહીં સ્વપ્ન અનેક વીત્યાં—

એ લીટીથી કૈંક ગ્લાનિ, વીતી ગયલાં સ્વપ્નાંઓ માટે કૈંક દુઃખ અને દર્દ, અને ભવિષ્ય માટેની જવાબદારીની આગાહી પ્રત્યક્ષ કરી કવિ વાચક આગળ અનેક તરંગો અને પ્રશ્નો ખડા કરે છે જે નીચેના દસ્યમાં વિકાસ પામે છે.

કે હું અનંત યુગનો તરનાર યોગી
જાનાર જે હજુ અનંત યુગો તરીને
તે આમ આજ દુઃખ ને દિનને ગણુંતો
આંહી પડયો અરર ! ચેતનહીન છેક

પણ એ રસપ્રવાહ ત્યાં જ શમે છે અને અંતની લીટીઓ મોળી અને સામાન્ય લાગી જાય છે.

યોગ્ય જે નીરખવું નીરખે છે
યોગ્ય ના નીરખવુ નીરખે શે !
ઝીંદગી સમજતો જીવજે ને
મૃત્યુનો અનુભવે સુખથી લે.

આ આઠ લીટીઓમાં એ પણ જણાશે કે પ્રથમ બે લીટીઓ બીજી બધીના કરતાં વધારે ચઢીઆતી છે; એ બેમાં શબ્દોનો પ્રવાહ વહ્યો જાય છે ને છેલ્લી છ લીટીઓમાં શબ્દદારિદ્ર તરી આવે છે. ભાષાની પૂરેપૂરી ખીલવટ અને કલ્પનાની દ્રષ્ટિએ નરસિંહરાવ, ખબરદાર કે ન્હાનાલાલની કવિતાઓ વાંચ્યા પછી કલાપીની કળા માટે બહુ માન નથી રહેતું.

**ત્યારે કલાપીની રસસમૃદ્ધિ કેવીક ?**

—એક વાર એક પંડિતને મેંજ આ પ્રશ્ન પૂછેલો અને એના મ્હોં ઉપરે ષ્રુગ વળી ગયેલી. "ઉહુંહું—બોલશોજ ના. કેવળ અશ્લીલ છે." ત્હેણે કહ્યું હતું. મેં પૂરાવો માંગ્યો. સામે સુવાનો ઓરડો હતો ત્યાં પથારી નીચે કેકારવ સંતાડયું હતું તે લઇ આવી ત્હેમણે કહ્યું: " આ શું ?

સીત્કાર શબ્દો મુખથી નિકાસે
કટિ સ્તનોના ભયથી લડે છે.

ગિરાગુર્જરીમાં કેવા અત્યાચારો થાય છે ?"

એમની નજર પરથી, પુસ્તકના વાપર ઉપરથી અને પથારી નીચે રાખવાના સ્થળ ઉપરથી મને એમની સચ્ચાઈ વિશે શંકા થઇ. મેં પૂછયું;

" એમાં શું ? સંસ્કૃતમાં એવું ક્યાં થોડું છે ? આપને પેલું યાદ નથી ?

शून्यं वासगृहं विलोक्य शयनात्......बाला चिरं चुम्बिता

એમના મ્હોં પરથી એમને આ ગમ્યું હોય એમ જણાયું. ઘરડાંઓ પણ રસિક હોય છે, નહિ ? થોડી વાર એ બોલ્યા નહિ. પછી નજર ફેરવી એમણે કહ્યું:

" સંસ્કૃતની હોડ ના થાય. પણ કહો, મુંબાઈ ક્યારે જાવ છો ?"

મ્હને સીત્કાર શબ્દોની સુગ નથી ને કટિ ભય પામે એવડાં મ્હોટા સ્તનોનું દૃશ્ય સાહિત્યમાં હોય ત્યાં સુધી હું વગરબોલે ને વગરવાંધે સહી શકું છું. છતાં કોઈ કોઇ સ્થળે કલાપીની શૈલી અને કળામાં કૈક અરસિકતા ને અરૂચિરતા આવી જાય છે એમ તો મ્હને પણ લાગે છે.

ગયું આ ઝિંદગીનું નૂર, હવે જહાંગીર બેપરવા<br>
તું લૂંડીની નથી પરવા; ફકીરી હાલ મ્હારો છે.

બીજી લીટીના બીજા શબ્દને રસમિમાંસુએ પોતાની કળામાં સ્થાન આપવું ન જોઇએ—પછી ભલે એ જહાંગીર બેપરવા હોય યા ન હોય. અને

લાકુ લાકડાનો સ્નેહ; પ્રેમી પહાડ પાણો છે

આ પંક્તિ અતિ કર્કશ લાગે છે. શબ્દમાધુર્ય અને શબ્દોની કુમાશ તો કેકારવનાં થોડાં કાવ્યોમાં નજરે પડે છે. કદાચ લાગણીના ઉછળતા પ્રવાહને વશ થનાર કવિએ શબ્દો તરફ લક્ષ આપ્યું યે ન હોય. પણ શુદ્ધ લેખનકળાની દૃષ્ટિએ તો એ ઉણપ ગણાય. ભવ્ય ભવનાને કે શુદ્ધ અને વેગવાન લાગણીઓને ગમે તેમ રજૂ કરનાર કળાકાર કરતાં વસ્તુયોગ્ય સ્વરૂપ યોજનારનું કળાવિધાન ચઢીઆતું ગણાવું જોઇયે.

કલાપીની ભાષા પેઠે એમની ભાવનામાં પણ માર્દવ, સંસ્કારિતા અને સુકુમારતા જરા ઓછાં છે. કલાપી તો દોડતે ઘોડે જ બધી વાતો કરે છે. મધુર થવાની નવરાશ એમને છે જ નહિ. ખરી વાત છે કે ભ્રમર, કળી અને અનિલના ન્હાનાલાલના બ્રહ્મ અને બ્રહ્માંડ પેઠે જ્યાં ત્યાં વેરાયલાં છે; પણ જેમ બ્રહ્મ ને બ્રહ્માંડમાં પરમ ચેતના ન હોય ને માત્ર શૂન્ય આકાશ હોય તો તે નિરર્થક છે, તેમ એક ભ્રમર, એક કળી અને ચપટી અનિલથી કવિતામાં રસિકતા પુરાય નહિ. એક વાર કલાપી દિલની વાત કહે છે. સખિને દિલની વાત કહેવાનો પ્રસંગ બધા રસિક પ્રસંગોમાં મુખી છે પછી ભલે એ વાત મીઠી ન હોય. આવો રસિક પ્રસંગ છે છતાં કલાપીની રસિકતા વિલસતી નથી. શરૂઆત આમ થાય છે;

દિલે કંઇ વાત છુપેલી સખી તુંથી કહેવી
હૃદય અર્પ્યું જુદાઇ ત્યાં સખી રાખે કેવી

પછી એ " હૃદયઅર્પ્યો " પ્રેમી આગળ કહે છે;

વ્યથા સ્હેતાં હજુ ખોયું નથી કંઇ સ્નેહીતાન,
છુટે ના એ પ્રિયે હૈયા તણી ખુશએ સેવી.
જહિં ચુસી જખમ ઉપભોગ લેતો મોઠો સ્નેહ
તહિં ખાવિંદ ને સ્થાપી ઉરે ગાદી લેવી.

વિગેરે

અલબત્ત, એમ તો નથી જ જે કલાપીની બધી જ કવિતાઓમાં આવું છે. નહિ જ. પણ મને એમ થાય છે કે રસજ્ઞ કલાપીની એક પણ કવિતામાં

પડ્યાં ત્યાં સ્નેહફાંસામાં, છુટયાં તે ના વછુટયા ના

અથવા

મદિરા નેત્ર નખરાંનો પી પી ભાન ભૂલ્યો હું
થયો હું હોલો તે હોલી, થયો તે હું, થઈ તે હું

એવી એક લીટી પણ શા માટે હોય ? એક લીટી વડે જીવનને મપાતું નથી છતાં તેમ કરવું પડે તો કલાપીની રસિકતા કે કલાત્મકતા આવી એક લીટીથી કંઈક માપી શકાયઃ

ભ્રમરા, ફુલડું લેને ગોતી,

જે ભ્રમરને પોતાનું ફુલડું ગોતવા જવું પડે એ ભ્રમર માટે આપણને તો કૈં ઉંચો મત થતો નથી; જો કે મધુકર એક વાર કહે છે કે " ન ભોગી પુષ્પ બીજાનો"......અને

અરે તું ભૃંગ બીજા જો, ભ્રમર કરતા ફુલે ફુલે
કદી મારી ન રીતિ એ......

આપણે આ વાત માનીએ અને ભ્રમરને છોડી મૂકીએ પણ "બીજા પુષ્પનો ભોગી"ની કલ્પના જ મ્હને હવે તો નથી ગમતી, અને કલાપીની કેટલીક કવિતામાં તો આથી વધારે ઘણું ઘણું છે.

એક જણને ત્હેની બ્હેને પૂછ્યું: ભાઇ કેટલામે નંબરે પાસ થયા ?

ભાઇએ ગાજતે અવાજે સહર્ષ જવાબ આપ્યો: બીજે.

બ્હેનનું મ્હોં પડી ગયું. બીજે ! પ્હેલે નહી ? —તે ધીરેથી બબડી.

આ લાગણી સમજાય તો કલાપીની રસિકતા વિષે મ્હારી લાગણી આપમેળે સમજાશે; અને કદાચ એમ પણ હોય કે એ પ્રકારની રસિકતા સત્કારવાના મ્હારા દિવસો વીતી ગયા છે તેથી એમની ભાષા અને ભાવનામાં ક્યાંક ક્યાંક મ્હને અસહ્ય કઠણતા લાગતી હશે.

૩

થોડાંક વર્ષો પર મારા મિત્ર પ્રો......એ પોતાનો "કલાપી" નામનો લેખ મ્હને વાંચવા મોકલ્યો હતો તેની શરુઆતના શબ્દો મ્હને હજી યાદ છે "અરેરે કલાપી, આ તે શો ઘોંટાળો ?" મેં એટલા જ શબ્દો વાંચ્યા અને અનંતબાળા પાસે ઉભાં હતાં ત્હેમને કહ્યું; "લ્યો ત્હમને તો આ ગમશે " અને લેખ વગરવાંચે ત્હેમને આપી દીધો.

કલાપીના જીવન વિષે હું કૈં ખાસ નથી જાણતો

જે જાણું છું તે બધા જાણે છે. લલિત કહેતા હતા કે; ગુજરાતમાં એ ત્રણ જણ એવા છે જે કલાપી વિષે કૈંક ખાસ જાણે છે. એ બે ત્રણમાંના એક તે હતા એમ અનુમાન કરી મેં કહ્યું: ત્યારે ત્હમે કેમ નથી લખતા? લખવું હોય તો જલદી લખજો. કાલે ઉઠીને મરી જઈશું તો બધું સાથે જશે. કલાપી પણ કહે છે ને

ગતિ કાળની ચોક્કસ ન્હોય સખે

પણ હજુ સૂધી લલિતે કે કોઇ બીજાએ કૈં ઝાઝું લખ્યું જાણમાં નથી.

અને બીજા વધારે શું લખવાના હતા? કલાપીએ પોતે કહેવાનું બધું કહી દીધું છે, અને જે નથી કહ્યું ત્હેની જરૂર પણ નથી. કલાપીએ જે કૈં કહ્યું છે તે કૈં નહિ તો ચતુરાઇથી કહ્યું છે. "સમાજના ન્યાયે હું આ ખોટું કરૂં છું છતાં કરૂં છું." એમ કહી માણસ મનનું ધાર્યું કરે તો સમાજ ત્હેને કંઈ કહે નહિ અને કહે તો ત્હેનો અર્થ નહિ.

એક વાર દશબારેક જુવાન છોકરાઓ બેઠા હતા ને કલાપીની જીવનકથા ચૂંથતા હતા. દુર્ભાગ્યે હું ત્યાં જઇ ચઢયો, એટલે એકે કહ્યું: "ચાલો, મ્હોટાભાઇ આપણો ન્યાય કરશે." મેં બધું સાંભળ્યું. ઘણું ખરૂં, ઘણું ખોટું એવું બેઉ પક્ષો બોલી ગયા પછી ધીરેથી મેં કહ્યું:

"આ શું કરવા બેઠા છો? ત્હમને ખબર છે, અણજાણે

ત્હમે કેટલો અન્યાય કરો છો? કલાપીના હૃદયની લાગણીઓ સમજ્યા વગર આપણાથી કેમ કૈં બોલાય?"

"પણ" એક જણ બોલવા જતો હતો.

"પણ શું?' મેં ત્હને ડાબી દઇ કહ્યું: "એમાં નવું શું છે? જેને ફાવતું આવે છે તે બધા એમ કરે છે; એમાં કલાપીએ એકલાએ શો ગુન્હો કર્યો? ઉલ્ટૂં દિલનો એકરાર કરવાની એમણે તો સચાવટ બતાવી ને બીજા તો પોતાનાં કૃત્યો ઢાંકી સાધુઓ થઈ ફરે છે. અને કલાપી તો રાજા હતા."

આ લોકોને મર્યાદા શિખવવા મેં જડયાં એટલાં બધાં શસ્ત્રો વાપર્યાં હતાં; પણ છેલ્લું શસ્ત્ર આડું ને અવળું ગયું. એક જણ બોલી ઉઠયો;

"હા તેથી જ ત્હેમણે એમ ન્હોતું કરવું."

"શા માટે નહિ?' સામાવાળાએ જવાબ આપ્યો, "કોઇ કોઇ રાજાને તો સો બસો સ્ત્રીઓ હોય છે."

"હા, તે રાજા ભલે બસો કુંવારી સ્ત્રીઓને પરણે, પણ......"

મ્હને લાગ્યું કે આ ઉધ્ધત છોકરો ગમે તેમ બોલ્યો જશે. મેં વચમાં પડીને કહ્યું;

"અલ્યા, તું પરણ્યો છે?"

"ના"

"કોઇ છોકરીનું મ્હોં અવારનવાર યાદ આવે છે ખરૂં?"

"ના"

"થયું ત્યારે, તું કલાપીના વિશે શું સમજે? જો, એક વાત કહું. શંકરાચાર્ય બધી વિદ્યામાં પારંગત હતા પણ સંસારી વિદ્યામાં મંડનમિશ્રના પત્નીએ ત્હેમને હરાવ્યા અને એમાં અનુભવ લેવા જવું પડયું. એ સંસાર છે જ એવો, સમજ્યો? અનુભવ વગર અનુમાન બધા નકામાં છે, જા જતો રહે."

એ બિચારો તો ન બોલ્યો પણ બીજાએ પૂછયું: "તે મ્હોટાભાઇ ત્હમે આમ કલાપીનો બચાવ કરવા નીકળ્યા છો ત્યારે કહેશો કે એવું બધા કરે તો થોડા વર્ષમાં સમાજની કેવી સ્થિતિ થાય?"

આને કંઇક જવાબ તો આપવો પડે એમ હતું એટલે મેં કહ્યું: "ગાંડા, બધા એમ કરે જ શી રીતે? અને બધા નથી કરતા તે શું તારી સમાજને લીધે છે, એમ? એ બધા લોકો નથી કરતા કારણ કે કરીને વેઠવાની તેમનામાં શકિત નથી અને જેમનો પ્રેમ પ્રતાપી હોય છે તે લોકો તો આજે પણ કરે છે, અને વેઠે છે."

"પણ" પેલાએ કહ્યું: "માણસ એક સ્ત્રીને ગમે તેટલું ચાહતો હોય છતાં કોઈ બીજા સાથે તે સ્ત્રીનાં લગ્ન થઇ ગયાં હોય તો પછી તેને બેસી જ રહેવું પડે છે. પણ કલાપી રાજા હતા એટલે એ મનનું ધાર્યું કરી શકયા. આ ફેર મોટો છે."

મેં જવાબ આપ્યો: "જો પેલાને પણ મનનું ધાર્યું કરવું હતું તો શા માટે રાજા ન જન્મ્યો?" બધા ચૂપ

હતા, એ તક સાધી હું ત્યાંથી ઉઠીને જતો રહ્યો. એ જુવાન છોકરાઓમાં હું શોભતો ન હતો.

ઘેર આવ્યો ત્યારે કેકારવ લઈ હું અસ્વસ્થ મને બેઠો. રમા અને શોભના આ બે સ્ત્રીઓ મને ગુંચવતી હતી. રમા વિષે કલાપી કહે છે કે “ રમા આગળ મેં હૃદય ખાલી કર્યું છે પણ દયા મળી નથી.” મને સહજ થયુંઃ રોહાવાળાં કુંવરીએ તે વખત પૂછ્યું હોત તો કેઃ રાજા! ત્હમે દયાને પાત્ર છો ? પણ કલાપીની રમા એમ નથી પૂછતી; એ તો માત્ર નિકાલ કરવા ઉતાવળી થાય છે. મ્હને આ ચિત્તવૃત્તિ અતિ સ્વાભાવિક લાગે છે. કલાપી ! ત્હમે રમાની જગ્યાએ હોત તો ત્હમે શું કર્યું હોત ? જે દયા કરતો નથી ત્હેને દયા માંગવાનો શો અધિકાર છે? ઓ ઉતાવળા ને ઉન્મત્ત રાજકુંવર ! ત્હમને કોઈ વાર એમ લાગ્યું હતું ખરૂં કે ત્હમે પણ એક ધડકતા પ્રેમી હૃદયને પાટુ મારતા હતા ? હું જો ત્હમારી સ્ત્રી હોત તો ત્હમને યે ખબર પાડત કે પ્રેમ કરતાં ત્હમને એકલાને જ નથી આવડતું.

—અણજાણે આમ સાચી ખોટીરીતે મ્હારા વિચારો ગમે તેમ ધસડાતા હતા. શું સાચું અને અને શું ખોટું એ નિર્ણય મ્હારાથી થયો નહિ. દિવાલો વડે પણ ન બંધાય એવો, અખાડ ત્રીજના ઉછળતા સાગર જેવો કલાપીનો મસ્તપ્રેમ ચઢીઆતો કે માનવસંસ્કૃતિએ શોધેલાં ન્યાય અને નીતિ ચઢે? આપણે બધાં આપણા જ રંગોથી એટલા રંગાયાં છીએ કે કશામાં તટસ્થ ન્યાય આપવા આપણામાંથી કોઈ જ લાયક નથી; કલાપી ચીસ પાડતો કહે છે કે રમા તેનું હૃદય સમજતી

નથી; રમાની આસુભરી મૂગી આંખો બોલે છે કે તે દુઃખી છે ને એક બાજુએ કંઈક સંકોચથી ઉભી રહેલી શોભના અગમ્ય ભાવિ દોરી જાય ત્યાં જવા તૈયાર થાય છે.

કેકારવમાં શોભનાની છબિ પ્રગટ થઈ છે. માન અને આબરૂ, રાજપ્રતિષ્ઠા અને કુલમર્યાદા, નીતિ અને ન્યાય એ સર્વને કલાપી જેવા વિવેકી અને સંસ્કારી પુરૂષ જે સ્ત્રી માટે ઉવેખવા તૈયાર થયા ત્હેમની છબિ તરફ ઘડીભર હું જોઈ રહ્યો. એમ કહેવાય છે કે રાધિકાએ કૃષ્ણને એક વાર કહેલું કે યદુનંદન, સર્વમાં હું ચઢું કારણ કે મ્હારા વાળની લટ પણ વિખરાય નહિ એ માટે તો ત્રિભુવનનો દેવેદેવેન્દ્ર સદાયે ચિન્તા રાખે છે. એ ન્યાયે તો કલાપીથી શોભના ચઢે. એ સ્ત્રીનું કેટલું મહાભાગ્ય કે આવો પુરૂષ એને માટે પોતાના સર્વસ્વની ભસ્મ કરે છે. ખરેખર! જીંદગી તો બધાને મળે છે પણ જીવે છે થોડા, ને આવો સ્નેહ તો દશબાર ભવનાં પુણ્ય ભેગાં થયાં હોય તો જ મળે. નીતિ અને આચાર એ તો સમાજે સરજ્યાં છે તે સમાજની સીમા વટાવશું એટલે પુરાં થશે પણ પ્રેમ અને પ્રેમનાં સ્મરણો તો જન્મોજન્મ સાથે આવશે. કોઈ પોતાને આટલું બધું ચ્હાય એ બધાને બહુ ગમે છે;—હું તો એ માટે મરી ફીટું.

— પરંતુ બીજી દૃષ્ટિએ એમ પણ લાગે છે કે જે થયું છે તે સર્વ રીતે સારૂં નથી થયું. કલાપી જેવાની સ્નેહરાજ્ઞી કોઇ અપૂર્વ સ્ત્રી હોય અને અપૂર્વ સ્ત્રીને આવા સંજોગોમાં શું એમ ન થાય કે, જે રાજકુંવરી જોડે પોતે વસી અને ઉછરી, જેને લીધે

સંસ્કારી જીવન ત્હેણે જોયું અને માણ્યું; અને જેને લીધે કલાપીના હૃદયની અધિષ્ઠાત્રી થવા સુધીના પ્રસંગો ત્હેને પ્રાપ્ત થયા તે લાઠીનાં રાજમાતા રોહાવાળાં બા સાહેબ તરફ એને થોડી ઘણી ફરજો તો હતી? રમા કલાપીને દયા વિનાની લાગે છે. કોઇ કોઇ માને છે કે કલાપીને જે કવિની કલ્પના જેવી કોમળ લાગી તે શોભના રમા તરફ તો, કલાપી તરફ રમા ક્રૂર થઇ ત્હેના કરતાં વધારે ક્રૂર થઇ હતી. પણ સ્ત્રીઓ વિષે અમે શું જાણીએ ?

—આ બધું વિચારૂં છું; સમય સંજોગ ને અંગત રુચિ અરૂચિનું વિસ્મરણ થાય છે અને એ બધાં અને આપણે બધાં અને આપણે બધાં કાળના એક વિંઝવાટે વર્તમાનમાંથી ખસીને ભૂતકાળમાં શમી ગયલાં કલ્પું છું ત્યારે મ્હને કલાપીના શબ્દો સાંભરે છે;

જન્મને જીવતાં કૃત્યો છે આકસ્મિક સૌ અરે,
પાસા ફેંકે જનો સર્વે, દા’ દેવો હરિ હાથ છે.
કરૂં છું ને કર્યું છે મેં જૂઠું એ અભિમાન હા!
કરી તે શું શકે પ્રાણી આ અનંત આગાધમાં ?

જેમને જોયાં નથી અને જોઈશ એવો સંભવ નથી, જેમને જાણ્યાં નથી ને જાણવાનો અધિકાર નથી એવાં અણજાણ્યાંઓના જીવનની વગર વિચારે કે અનિચ્છાએ ચર્ચા થવાથી કાંઈક દુ:ખ પામતો હું બેઠો હતો એટલામાં મ્હારી પડોસે રહેતી પદ્મા આવી અને બેઠી. કેકારવ જોઈ એણે પૂછ્યું; ત્હમે પણ કેકારવ વાંચો છો ?

કૉલેજના એક બુઢ્ઢા યુરોપીઅન પ્રોફેસરે એકવાર મને પૂછેલું; ‘ શું વાંચો છો ? ’

“ રોમોલા, ટાઇટો અદ્દ્ભુત છે ” મેં કહેલું.

“અદ્દ્ભુત છે !” ત્હેણે નાક ચીમળી કહ્યું હતું “એમાં વળી શું છે ? ”

“એમાં એ છે જેને જુવાનો જીંદગીનો અમૃતરસ માને છે અને ત્હમે બુઢ્ઢાઓ જેમાં સમજતા નથી.”

આ ઉદ્ધત જવાબ માટે મ્હારે ઘણું ખમવું પડયું હતું. પદ્માનો સવાલ સાંભળી મને આ પ્રસંગ સાંભર્યો.

મેં પદ્માને કહ્યું; “હા કોઇ વાર વાંચું છું.”

“ત્યારે તો હું એક વાત પૂછું; ભાઈ પાસે એક બાબુ કરીને આવે છે તે કહેતો હતો કે “મુનશીનું ‘પૃથિવીવલ્લભ’ પ્રગટ થયું ત્યારે બધા લોકો ખળભળી ઉઠયા હતા કે મૃણાલને વશ કરનાર મુંજ લફંગો છે ને આ કલાપીનો તો કોઇ કાંઈ કહેતું જ નથી.” તે કમળભાઈ, બાબુ શું ખરૂં કહે છે કે કલાપી ખરાબ માણસ હતા ? ”

વળી એની એ વાત આવી. પણ બાબુને શું ખબર કે શુદ્ધિ અને સંસ્કારનો ડોળ કરતા પણ ખરેખાત તો ખરાબ એવા ઘણા લોકોએ કલાપીને મુંજ કરતાંયે વધારે પીખી નાંખ્યા છે; પણ પદ્માને તો મેં કહ્યું: “પદ્મા, મને એની તો ખબર નથી.”

પદ્માએ કહ્યું: "મને ખબર છે, કલાપી એવા હતાજ નહિ."

મેં પૂછ્યું "પદ્મા ત્હને કલાપી વિષે શું ખબર હોય ?

તે બોલી; "મારા ભાઈ કેદિના કલાપીનીજ વાતો કર્યા કરે છે ને કાલે તો મ્હને સ્વપ્ન પણ આવ્યું હતું."

હું ચમકયો. રમા અને શોભનાની છબીઓ તરફ મ્હારી નજર ખેંચાઈ.

"એમ" મેં પૂછયું "શું હતું ?"

"કે હું કલાપીને સ્વર્ગમાં મળી. એક પારિજાતકના ઝાડ નીચે એ બેઠા હતા. લાઠીમાં મારી નાંખેલું કબુતર ત્હેમના ખોળામાં રમતું હતું. મેં એમને જોયા ને શાથી મને એમ થયું કે આજ કલાપી—એવું રાજવી મ્હોં ને નિર્દોષ મ્હોટી આંખો. એ ન જુએ તેમ ઝાડ પાછળ હું ઉભી રહી. સામે પેલા હાજીમહમ્મદ ઉમર ખય્યામની બેતોનું ભાષાંતર વાંચતા બેઠા હતા; એટલામાં કલાપીએ કહ્યું;

"હાજીમહમ્મદ, એમ નહિ. 'પ્રેમ'ને બદલે 'સ્નેહ' મૂકો."

મ્હારાથી ના રહેવાયું તે હું બોલી ઉઠી;

"કેમ કલાપી, પ્રેમથી કંટાળ્યા ?"

"પછી ?" પદ્માને મેં પૂછયું.

"બેઉએ મ્હારી ગમ જોયું. હું નીચું જોઈ ઉભી રહી."

"ના, એમ તો શું પણ અહિંયાં 'સ્નેહ' વધારે સોહે છે" હાજીમહમ્મદે જવાબ આપ્યો ને કલાપીને કહ્યું; "ચાલો, હું જાઉં છું, પછી આવીશ. અહિંયાં પણ નિરાંત નથી મળતી એ પણ જૂલમ છે ને ?" હાજીમહમ્મદ પછી ગયા. કલાપીને મેં પૂછયું "કલાપી, ત્હમે પ્રેમ–પ્રેમ કરતા હતા તે પ્રેમ એટલે શું ?"

કલાપી લાઠી તરફ નજર કરતા હોય તેમ જોઇ રહ્યા. એમનું હૈયું ધબકતું હતું. ને એમની આંખોમાં આંસુ ભરાયાં

" પણ એમણે શો જવાબ આપ્યો ?" મેં પૂછયું.

" પછી કહેવાનું શું હોય ? પ્રેમ એટલે ઉંડા નિઃશ્વાસ ને ઉન્હાં રૂદન. મ્હારાથી તો એમને રોતા ન જોવાયા તે હું જતી રહી."

પદ્મા થોડીવાર વગરબોલે બેસી રહી.

"પછી ત્હેણે કહ્યું: પણ કમળભાઈ, બાણુ કહે છે કે જેવો ભ્રમર તેવા કલાપી એ ખોટું છે હં. એ એવા છે જ નહિ." પદ્મા ખાત્રીથી કહેતી હતી.

"એમ ! " મેં રસે ચઢાવવા કહ્યું.

"હા, એ પાછા આવે કની તો હું તો......"

પદ્મા કલાપીથી ગાંડી થઈ ગઇ હતી, એમનાં કાવ્યો અને એમની વાતોથી અંજાઈ ગઇ હતી.

"તો કૈં નહિ, જાવ" મેં સખ્તાઈથી કહ્યું: "બા બોલાવતાં હશે."

—ને પદ્મા જતી રહી.

કલાપી સ્વર્ગમાં ભલે હોય પણ ત્હેમનાથી ઘેલાં થનાર લોકો ગુજરાતમાં છે ને ત્યાં લગી કલાપી અહિં અમર રહેવાના. મેં પણ મ્હારી ભુંસાઈ ગયેલી જુવાની તરફ સદર્દ નજર કરીને એક ઉંડો નિઃશ્વાસ નાંખ્યો.

લિ.

કમળ

જ્યેષ્ઠ, ૧૯૮૧.

# સૌ. બ્હેન લીલાવતી

**પ્રિય કીર્તિદા.**

ત્હમારો પત્ર મળ્યો. ખરેખર ત્હમે લીલાબ્હેનને ઓળખતાં નથી ! બહુ કમનસીબની વાત છે. એ એટલાં બધાં ઓળખાણ કરવા જેવાં છે કે પરધુભાઈ જેવા આપમેળે ઓળખાણ શોધતા ગયા હતા એમ ઘણુંખરૂં કનૈયાલાલ મુનશી કહેતા હતા. એટલું બધું તો કોણ જાણે, પણ એ જોવા જેવાં તો છેજ, ત્હમે જરૂર મળજો. મુંબાઈના કોઇ પણ લેખકને કહેજોને; ગમે તે ત્હમને એમની પાસે લઈ જઇ શકશે.

હા, લીલાબહેનના પુસ્તક[૧] સંબંધે હું તમને લખવાનોજ હતો, પણ આટલી બધી ધમાલ કરવી પડશે એમ ન્હોતું ધાર્યું. તે ત્હમને એવડી બધી શી ઉતાવળ આવી છે ? હશે, ચાલો.

લીલાબેનનું પુસ્તક જોઈ એક જણે મને પૂછ્યું હતું; "કેમ લીલાબ્હેને સાહિત્ય કેમ છોડી દીધું ?" એ લીલાબ્હેનના પરમ મિત્ર હતા એટલે મ્હારાથી કહેવાઈ ગયું: "તે હું સું જાણું ? તમે જાણો; પણ કેમ એમ પૂછો છો " ?

---

૧. રેખાચિત્રો અને બીજા લેખોઃ(હસ્તિની) લીલાવતી શેઠ (સાહિત્ય પ્રકાશક કંપની લી. મુંબઇ; રૂ. ૩–૦–૦)

એમણે કહ્યું; " કેમ, ના સમજ્યા ? જેમ સેઈન્ટ્સબરી અને ન્હાનાલાલ હવે રડીખડી નોંધો પણ છપાવવા મંડી પડયા છે, તેમ લીલાબેન બધું સમેટતાં હોય— Clearance કરતાં હોય—તેવું નથી લાગતું ?" હું તરત સમજ્યો નહિ એટલે એમણે કહ્યું; " આ જુઓને,

એક ચોપડીમાં નિબંધો, રેખાચિત્રો, વાર્તાઓ જેટલું જેટલું લખ્યું હોય તે બધું સમેટી, રખે રહી જશે એમ છાપી દીધું હોય એમ નથી લાગતું ? તે લીલાબ્હેન તો હજી ઘણું લખી શકે એમ છે."

કિશોર મ્હારી પાસે મૂંગો મૂંગો બેઠો હતો; ત્હેણે સવિનય પૂછ્યું: " હું બોલું ? "

એની આંખ કયારની ચમકતી હતી તેથી હું ના કહેવા જતો હતો પણ એટલામાં પેલા ભાઈ એ કહ્યું: " હા, શું ?"

કિશોરે કહ્યું " લીલાબ્હેને બધું સમેટયું નથી પણ વેપારી જેમ prospective ઘરાકને પોતાના બધી જાતના samples મોકલે તેમ આ તો લીલાબ્હેનની મ્હોટી વખારના ઘણા બધા માલના માત્ર થોડા નમુનાઓ છે."

પેલા ભાઇ હસ્યા એટલે કિશોરને ઉત્તેજન મળ્યું. ત્હેણે ઉમેર્યું, " હંટલીનાં ઍસૉરટેડ બિસ્કીટ આવે છે કની–તેમ."

મ્હારે કિશોરને આંખ વડે ડારવો પડ્યો હતો પણ મ્હને પણ લાગે છે ખરૂં કે એક જ ચોપડીમાં આવો શંભુમેળો થયો ના હોત તો સારૂં.–કદાચ એ માટે એમના મિત્ર અને પ્રકાશક જવાબદાર હોય.

× × ×

લીલાબ્હેનની આ ચોપડી વાંચી ગુજરાતના 'તુંડે તુંડે મતિર્ભિન્ના' લોકોએ કેવા કેવા અભિપ્રાયો બાંધ્યા હશે એ હું કળી શકતો નથી. મ્હને એ ત્રણ અભિપ્રાયો જાણવાના મળ્યા હતા. એ બધા અમુક રીતે ઉપયોગી લાગે છે. અમારા ગામમાં એક નરહરિ શાસ્ત્રી કરીને છે. બહુ વિદ્વાન છે. બીજાઓ પેઠે જડસૂ નથી. પ્રમાણમાં ઘણા liberal કહેવાય. રોમન લોકની જેમ Women are created to please and to obey એમ ખાસ માનતા નથી, છતાં એમને લીલાબ્હેનના પુસ્તકમાં આપણી અવનતિનાં ચોક્કસ ચિહ્નો જણાય છે. સ્ત્રીઓ લખે–અથવા લખી શકે જ–નહિ એમ એ નથી કહેતા, પણ લખે તો શિયળ, પતિવ્રત ધર્મ, મૃત્યુ પામેલું બાળક કે એવા વિષય વગર બીજું કાંઇ લખવું ના જોઇયે એવો એમનો મત છે. રેખાચિત્રોમાંનાં કેટલાંક વાક્યો અને એક વાર્તા–હું ધારૂં છું ત્યાં લગી અવસાન–દિલનાં કે દેહનાં–વાંચી એ બિચારા ખરેખર ખૂબ રોયા હતા. આપણે લોક એ લાગણી કળી શકતા નથી, પણ એ લાગણી વિચારવા જેવી નહિ તોપણ માન આપવા લાયક તો છે જ. એનું ઘણું સારૂં ઉદાહરણ હું આપી શકું એમ છું. બાવા કાકા ખરા કેની ? એમને ત્યાં લગભગ એવું રોજ થાય છે. બાવાકાકાનું

ઘર એટલે ત્હમે જાણો છો તેમ આર્યસંસ્કૃતિનું જીવન્ત મન્દિર. પણ આજ વર્ષોથી બાવાકાકા બીચારા પથારીવશ પડયા છે; અને રમણ અને સુમતિ બધો કારભાર કરે છે. સુમતિ સમજુ છે, બીજી બધી રીતે આદર્શ છોકરી છે, પણ ત્હમારી પેઠે અમુક ચીજ તો એ સમજી શકતી જ નથી. દાખલા તરીકે એ લોકને ત્યાં આજ પેઢીઓથી એવો રિવાજ છે કે અમુક દિવસે કુલવધુએ પૂજાનો ઓરડો હાથે ધોળવો. સુમતિએ એમ કરવાની તો બેજોબેજો હા પાડી, પણ વધારે કઠણ એ હતું કે એણે અર્ધ સ્ત્રી અને અર્ધ પુરૂષનાં વસ્ત્ર પહેરવા જોઇયે. સુમતિએ ચોકખું ના કહી દીધું કે એ કાંઇ એવા ઢોંગ નથી કરવાની. અમે બધાએ એને બહુ સમજાવી, પણ આજની છોકરીઓને મનાવવી એ નિરર્થક છે. વાતમાં કૈં વિસાત નથી. પણ બાવાકાકાને ગળે એમ કદી નહિ ઉતરે. તે દહાડાથી એમણે અન્ન ત્યજ્યું છે. સુમતિને તો મેં કહ્યું પણ ખરૂં કે રમણને પરણવા ખાતર એણે જિંદગીની ધુળધાણી કરી નાંખી એ જેમ એક લાગણી છે તેવી જ બાવાકાકાની એક લાગણી છે. બાવાકાકાના ઢોંગ હોય તો પ્રેમ પણ એક ઢોંગ જ છે. એક દ્રષ્ટિએ તો રમણને પરણ્યાં તો શું ને બીજા કોઈને પરણ્યાં તો શું ? — દુઃખ એ છે કે આપણે સામાંની લાગણી સમજતાં જ નથી. બીજાના સિદ્ધાંતો તે ધુનો અને આપણી ધુનો તે સિદ્ધાંતો એમ માનવાની માણુસને અનાદિ કાલથી બૂરી આદત પડી ગઇ છે. નરહરિ શાસ્ત્રી વિશે એવું જ છે. જે માણુસે બે કે ત્રણ સ્ત્રીઓનાં જ ખુલ્લાં મ્હોં જોયાં હોય, જે જીંદગીભર સવા ગજના ઘૂમટાઓની દુનિયામાં રહ્યો હોય અને સંસારમાં એથી

બીજી સ્થિતિ હોઇ શકે જ નહિ એમ જે માનતો આવ્યો હોય ત્હેને લીલાબ્હેન જેવાંના લેખો વાંચી શી લાગણી થાય એ સમજવું બહુ અઘરૂં નથી. મુંબાઇથી અમદાવાદ જવા માટે જેણે આઠ–પંદર દિવસનું ભાથું તૈયાર કર્યું હોય ત્હેને રેલ્વેની વાતથી ભૂત–પિશાચ યાદ આવે એવો અનુભવ ત્હમે નથી સાંભળ્યો ? બધે જ એવું છે. નવા જમાનાના બળને જૂના જમાનાનાં લોક મેલી શક્તિ માને છે એ પરાપૂર્વનો ઇતિહાસ અને અનુભવ છે.

નરહરિ શાસ્ત્રી જોડે લીલાબ્હેનનાં પુસ્તક સંબંધે મ્હારે ખૂબ ચર્ચા થઇ હતી. એમણે એ આખી ચોપડી લાલભૂરી સીસપેનથી રંગી મૂકી હતી. શરુઆતમાં જ એમણે લખ્યું હતું; "મંગળાચરણ–નાંદી કાંઇ જ નથી." થયું. ગણપતિ આમ મંડાયા હતા એટલે મ્હને તો એવો ધ્રાસકો પડયો કે આ જન્મારે તેમની ટીકા પુરી નહિ થાય તે આવતે જનમ મ્હારે નાહક એટલા ખાતર જનમવું પડશે ! પછી તો એમણે ભાષા, શૈલી, વ્યાકરણ, વિચારપદ્ધતિ, કલ્પના બધું એક પછી એક ઉકેલ્યું. એનો સારાંશ કહું. નરહરિશાસ્ત્રી કંઇ નહિ તોયે પચાસેક વર્ષ પહેલાંના છે, અને પચાસ વર્ષ પર પુસ્તક લખવું એટલે પાઘડી પહેરી કામ કરવા જેવું હતું માણુસ જેમ વધારે ઘરડો લાગે ને પોતાનું મ્હોં જેમ વધારે મરેલું દેખાડી શકે તેમ તે વધારે મ્હોટો વિદ્વાન એમ મનાતું. અલબત્ત, બીજી બાજુએ ફાયદો એટલો હતો કે આજે જરાતરા લખતાં આવડયું એટલે લોકો લેખક થઈ પડે છે તેમ નહોતું થતું.

નરહરિ શાસ્ત્રીના બધા મુદ્દાઓ એમની દૃષ્ટિએ સાચા હતા. ખરૂં પૂછો તો મ્હને પણ એમ થયું કે લીલાબ્હેનનું પુસ્તક સખત ટીકાને પાત્ર છે. મ્હને એમ પણ લાગ્યું કે બધું આમ ને આમ ચાલશે તો યુરોપનાં બધાં જ નાટકો આપણે અહિં ભજવવાં પડશે. હિન્દુ સંસ્કૃતિનું સ્વરૂપ ત્હમને આમ તો હું શી રીતે સમજાવી શકુ?–એ એકબે બાબત નથી; અનેક ન્હાનીમ્હોટી વસ્તુઓ, વાતાવરણ, આચરણો, માન્યતાઓ, વિચારો, ક્રિયાઓની તે બનેલી છે. એમાંની એક ક્રિયા કે વિચારનું વિરોધી તત્ત્વ પ્રવેશ પામે એટલે બધું જ નાશ પામશે, અને ત્યારે આપણે પણ વિશ્વની ભૂગોળમાંથી અદૃષ્ટ થશું એમ નરહરિ શાસ્ત્રીએ મ્હને બરાબર સમજાવ્યું હતું; અને એમ થવા બેઠું છે એમ લીલાબ્હેનનાં પુસ્તકમાંથી ટાંચણો કાઢી એમણે સિદ્ધ કર્યું હતું નરહરિ શાસ્ત્રીએ આર્યસંસ્કૃતિ ઉધ્ધારક મંડળ કે મંડળી એવું કાંઇક કાઢયું છે. એના સભાસદ થવા એમણે મ્હને ઘણીવાર કહેલું. પણ તે દિવસે મેં આપમેળેજ મારૂં નામ નોંધી દેવા કહ્યું હતું. ખરેખર, મારા હૃદયમાં તે વખતે આર્ય સંસ્કૃતિના અમૃત ફુવારાઓ જોસભેર ઉડી રહ્યા હતા.

—પણ તે વખતે હું એક વાત સાવ વીસરી ગયો હતો તે એ કે નરહરિ શાસ્ત્રી કાળનું ચક્ર ઉંધું ચલાવવા માંગતા હતા તે સાંજે હું ઈન્દુમતિના ઓરડામાં જઇ ચઢયો. ત્યાં ટેબલપર લીલાબ્હેનની ચોપડી ઉઘાડી પડી હતી. પાસે સીસપેન હતી. મ્હને જરા કૌતુક થયું એટલે મેં તે લીધી

અને જોયું. માનશો ? શાસ્ત્રીએ જે જે વિગતોને સખત ઝાટકી કાઢી હતી લગભગ તે બધીને ઇન્દુએ "સરસ" "ખૂબ સરસ" "સુન્દર" એમ વખાણી હતી; અને નરહરિ શાસ્ત્રીએ અર્પણના પાને લખ્યું હતું કે "નાન્દી નથી" ત્યાં જ ઈન્દુએ નીચેનુ વાકય લખ્યું હતું:

"મુનશીની પ્રસન્ન પેઠે તમે પણ અપ્સરા સમાં ઘણી વાર દુર્જેય છો." તે વખતે તો મ્હારૂં મગજ ભમી ગયું; નરહરિ શાસ્ત્રીનું તો હૃદય જ બંધ થઈ જાત. પછી મ્હને થયું કે કંઇ નહિ, જગત બદલાયું હતું; એની ગતિ અટકાવવા જવું એ મૂર્ખાઈ છે.

અમારો કિશોર લીલાબ્હેનનો admirer છે. એ ગમે તે કામમાં પડયો હોય પણ કોઇ લીલાબ્હેનનું નામ ગણગણે એટલે તરત એ ઉંચુ જોવાના. એકવાર એ અને અનંતબાળા કંઇ વાતો કર્યા કરતાં હતાં. હું પાસેના ઓરડામાં વાંચતો હતો. એટલામાં અનંતબાળાએ લીલાબ્હેનની વાત કાઢી. મ્હને પણ રસ પડયો એટલે ચોપડી ઉંચી મૂકી એ લોકની વાતો સાંભળતો હું પડી રહ્યો. ખૂબ વાતો કર્યા પછી અનંતબાળાએ કહ્યું:

"કેમ, દિયરજી, કૈં ખૂબ ગમે છે ?

આ રીતની વાટાઘાટ મ્હને જરા નથી ગમતી. આપણે તો એમ ગમે તેમ બોલી કાઢવું ના જોઇયે. મેં અનંતબાળાને પછી ખૂબ ઠપકો આપ્યો પણ ખરો. પણ એ જૂદી

વાત છે. કિશોર દિલગીર થઇ ગયો હોય એમ મ્હને લાગ્યું લગભગ રડતા અવાજે એણે કહ્યું:

"હવે શું ?"

આ લાગણી હું સમજી ના શકયો. કદાચ હું પણ નરહરિ શાસ્ત્રી જેટલો ઘરડો થતો જાઉં છું.

લીલા બ્હેનના પુસ્તક સંબંધે એક બીજી જાતનો અભિપ્રાય પણ મ્હને મળ્યો છે. અનંતબાળાએ જડાવકાકી આગળ એમાંનો થોડોક ભાગ વાંચ્યો હતો; ને એમણે શું કહ્યું હતું તે જાણો છો ? કહે છે: "હાય, હાય. કેવું લખે છે ? મોઈ..........."[૧]

આગળ એવું નઠારૂં કહ્યું હતું કે લીલાબ્હેન જો જાણે તો——તો શું કરે એ હું કલ્પી પણ શકતો નથી. મેં અનંતબાળાને પૂછ્યું કે કેમ એટલું બધું શું છે ? છે, જરાક આગળ પડતું છે, કેટલાંકને ચીઢ ચઢે એવું છે; વાંધા ઉઠાવવા હોય તો ઘણે ઠેકાણે વાંધા પણ કઢાય; પણ આમ એકસામટું છાસિયું કરી નાંખવા જેવું શું છે ? અનંતબાળાએ કહ્યું: "તે તો કોણ જાણે, પણ એમના બોલવાં પરથી એમને એમાં અનીતિ લાગી હશે." જડાવ કાકી કોણ, ઓળખ્યાંને ? ગયે વર્ષે એમનાં ભટ્ટ જોડે જતાં રહ્યાં હતાં તે. દુનિયા છે; નહિ ?

---

[૧] આ શબ્દપ્રયોગ સરસ્વતીચંદ્રમાં કુસુમને સુન્દર ભાગ ૩ પૃ. ૩૩ માં કહે છે તે અર્થમાં કર્યો છે.

લીલાબ્હેનના પુસ્તક સંબંધે હું તો હજી પૂરો પાધરો વિચાર પણ કરી શકયો નથી. કોઈવાર નરહરિ શાસ્ત્રીની નજરે જોઉં છું ત્યારે મ્હને એની ખૂબ ટીકા કરવાનું મન થાય છે. દાખલા તરીકે એક જગાએ એક વિધવા કહે છે.

" વિધવા થયા પછી પતિવ્રત પળવાના ઉપદેશ તો હું આજ સુધી સાંભળતી આવી છું. જાણે વિધવાને તો મન કે વાસના કૈં યે ન હોય. "

—જીભ કરડવી પડે એવું નથી ? આપણા બધા હિન્દુ આદર્શોને ચૂંથી નાંખે એવું છે. આગળ એ કહે છે:

"અત્યારે એમને ( એના સ્વર્ગસ્થ પતિને ) યાદ કરીને બે નિઃશ્વાસ હું નાંખું છું; પણ ત્યારે તો મને ત્રાસ જ થતો."

નરહરી શાસ્ત્રીએ આનું વિવરણ કરતાં કબૂલ્યું હતું કે આમ ધારનાર અને માનનાર તો ઘણી વિધવાઓ છે; એટલેકે આમ છચોક કોઇ કહે એ વાંધાભર્યું છે. " જુઓ " એમણે કહ્યું "આ વાત અતિ મહત્ત્વ છે. વિધવાઓને અંકુશમાં રાખવાનો આપણા પંડિતોએ નિશ્ચય કર્યો એમાં ઉંડું રહસ્ય રહ્યું છે. એમ છે કે વિધવાઓ રહી નધણીયાતી. એ લોકો સ્વચ્છંદી થાય ત્હેનું તો કાંઇ નહિ પણ ધીરે ધીરે એ વિચાર પ્રચાર પામે અને પરણેલીઓ સ્વતંત્ર થઈ જાય તો પછી આપણું શું ? "

આ "રહસ્ય" ધીરેધીરે મ્હને પણ સમજાયું. મેં પણ નરહરિ શાસ્ત્રી આગળ કબૂલ્યું. કે " આપણા પંડિતો જબરા મુત્સદ્દીઓ હોવા જોઇએ."

બીજી—નવા યુગની દૃષ્ટિએ લીલાબ્હેનના આ પુસ્તકમાં ઘણાં સુન્દર તત્ત્વો છે. કિશોર તો એને નવા યુગની મનુ-સ્મૃતિ કહે છે—પણ એ તો કિશોર કહે છે. પણ એટલું તો ખરૂં જ કે આજના ગુજરાતી સાહિત્યમાં આ પુસ્તક કંઇક નવીન દિશા દેખાડે છે. નવા યુગનાં તત્વો સારા પ્રમાણમાં ગુજરાતમાં હયાતીમાં હતાં, પણ એ ચ્ચોક સ્પષ્ટ અને નિડર રીતે ગુજરાતી સાહિત્યમાં અત્યાર અગાઉ આમ રજૂ થયાં હોય એવું ધ્યાનમાં નથી. પુરૂષ લેખકો જે કહેતા કે સ્વીકારતાં અચકાતા તે લીલાબ્હેને ડોળ વગર કહી નાંખ્યું છે. ડોળ તો લીલાબ્હેનને આવડતો જ નથી. ઘણાંને આ લક્ષણ નથી ગમતું. પણ લીલાબ્હેનને લોકની ઝાઝી પરવા હોય એમ હું ધારતો નથી; એટલું જ નહિ પણ " પરવા નથી " એમ કહી દે ત્યારે જ એમને સંતોષ થાય છે. એક જણ કહેતો હતો કે રા. રા. ચન્દ્રશંકર નં. પંડયા એક બાજુએ અને લીલાબ્હેન બીજી બાજુએ એમ સમાજવ્યવહારુતાની દાંડીનાં બે તોરણો છે." હું રા. પંડયાને બરાબર ઓળખતો નથી પણ લીલાબ્હેનમાં તો મેં ઘણીવાર જોયું છે કે દુનિયાં જે માટે ચીઢાતી હોય તેજ સામે ધરી " જુઓ આમ કરૂં છું—કે કહું છું"—એમ કહે એવાં એ છે. નવી પ્રજા આને સચ્ચાઇ કહે છે—જૂના લોક ઉચ્છૃંખલતા કહે છે. શું સાચું એ તો હું કહી શકતો નથી; પણ થોડાં વર્ષો પછી જયારે

જીવનનાં વ્હેણુનો જોસ શમવા માંડશે ત્યારે પણ લીલાબ્હેન આમ કહ્યા–કર્યા કરશે કે એ વિશે સહજ શંકા થાય છે.

રેખાચિત્રો—લીલાબ્હેનનાં આ અને આવાં બીજાં લક્ષણોના નમૂનાઓ છે. એમાં નવીનતા છે; પ્રગલ્ભતા છે બેપરવાઈ છે. "મેઘાના ચમકારા" નહિ પણ જૂના કાલમાં હતી તેવી તરવારની .ધાર જેવી ચળકતી બુદ્ધિ અને એવીજ ટીકાવૃત્તિ છે. એમાં ચરિત્ર દર્શન છે; સામા માણસને માપવાના પ્રયત્ન છે અને નિર્દોષતા છે. પણ એ બધાં કરતાં તડ અને ફડ કહી નાંખવાની વૃત્તિ પ્રબળ છે. ખરૂં હોય, ખોટું હોય, જેવું લાગ્યું તેવું કહી દેવું-એમાં શું? એ ન્યાય છે. સત્ય પણ અપ્રિય ન બોલવું—એ વ્યવહાર મંત્ર નિશાળમાં એ શીખ્યાં લાગતાં નથી નિખાલસતા એમનામાં ખૂબ છે. ચન્દ્રશંકર વરણાગિયા લાગ્યા હશે એટલે એમ કહી દીધું; થયું.

એક વાત કહું. બાળક કૉલેજમાં રજા પડી ત્યારે આવ્યો હતો. તેણે એક પ્રશ્ન પૂછયો હતો તે મને જરા ઉપયોગી લાગ્યો. એણે કહ્યું કે ફલાણા વરણાગિયા છે—આ આવા છે; પેલા સારા છે, એમ લખવું તે સાહિત્ય ખરૂં ? આ લીલાવતીબ્હેનની ચોપડીમાં કંઈ નહિ ને પોણોસો ટકા સાહિત્ય નથી. આપણે હવે સાહિત્યની સીમાઓ બાંધવી જોઇએ નહિ તો પછી દરેક ઘેર વાતચીત થાય તે પણ સાહિત્યમાં ખપવા માંડશે."

'પણ એ વાતચિતમાં સાહિત્યનું તત્વ હોય તો જરૂર એ સાહિત્ય ખરૂ" મેં કહ્યું.

"ધુળ" બાળકે જવાબ આપ્યો. "આ બધા પ્રવાસના પત્રો ને નોંધપોથી છે એમાં શું સાહિત્ય જોયું ? કોઈપણ પરદેશ જાય એટલે કાગળો લખવા મંડી પડે. જુઓને કાંતિલાલ, મુનશી, સન્મુખલાલ, લીલાબેન બધાએજ કાગળો લખ્યા.'

કિશોરનું મગજ ફરી ગયું. મારી હાજરીમાં એ કોઈ દિવસ તપીને વાત નથી કરતો; પણ તે દિવસ તો એ પરવશ થઈ ગયો હતો.

'બેસ, બેસ, હવે. ખબરદાર, એ બધાં જોડે લીલાબ્હેનને સરખાવ્યાં છે તો. લાવ, તને એમાં પણ નર્યું સાહિત્ય બતાવું" કહી એણે ચોપડી લીધી ને જ્યાં ઉઘડી ત્યાં આંખ ફેરવવા માંડી.

'લેવ સાહેબ, આ સાહિત્ય નહિ તો શું છે ? સાંભળો;

"હું ફરી તો શકું પણ એકલાં નહિ. હજી સહાય જોઇએ છે. હજુ એટલી નબળાઈ ક્યારેજશે ?

હું ગમે એટલી હિંમત કરૂં પણ જનસમાજ જ્યાં સુધી આવો છે ત્યાં સુધી શી રીતે છુટાં થવાય ? કોઈક પાપ કરશે એ બીક પણ આપણેજ માથે ? પણ એનું પરિણામ આપણે ભોગવવું પડે એટલા ખાતર એ બીક જરૂરની નહિ ?

સ્ત્રીઓ ક્યારે નિર્ભય અને સ્વતંત્ર થશે! પુરૂષોની પશુવૃત્તિ જશે ત્યારેજ."

કિશોરે વળી એમજ બીજું પાન ઉઘાડયું ને વાંચવા માંડયું.

'વસ્તુ માત્રનો વિકાસ એ પરમ ધર્મ છે. જીવન આખું એળે જાય છે. માત્ર કોઈ ધન્ય પળોથીજ એ સુભગ બને છે.

જ્ઞાન વધે છે તેમ ગુંચવાડો પણ વધે છે. અનુત્તર પ્રશ્નો ચિત્તમાં ઉદ્દભવ્યાંજ જાય છે, પણ તે અનુત્તર રહેવા માટે જ. નગરવાસીઓ ન્હાની ન્હાની વસ્તુઓમાં પણ સુન્દરતા શોધે છે. અને તેને કૈં કૈં સ્વરૂપે ઘટાવી તેમાં રસિકતાની પરાકાષ્ટા માને છે. પણ સૌન્દર્યના ઝરણો અરણ્યમાંજ વહી રહ્યાં છે તેનું પાન કરવા કોઇ રડયો ખડયો પ્રવાસીએ નથી આવતો. સૌન્દર્યના ભંડાર ગિરિશિખરો ને ઉંડી ઊંડી ખીણોમાં ભરાઈ રહ્યા છે... નાની પુષ્પકલિકાના પ્રશંસકની ખોટ નગરમાં નથી. વનલક્ષ્મીની લક્ષ્મીસ્વરૂપ અનેક સૌરભભર્યાં પુષ્પો જગતથી અજાણેજ કરમાઇ જાય છે. નગરમાં સુન્દરીઓની સ્પર્ધા ચાલે છે. અને કૃત્રિમ સાધનોથી એ પ્રયત્નો વધ્યાંજ જાય છે. ગ્રામ્યગૌરીના સ્વાભાવિક લાલિત્યને ગાંખી જોનારે કોઇ નથી. જગત્ એક વિચિત્ર પદાર્થ છે. પોતે પોતાનું પ્રદર્શન ન કર્યું હોય તો અમોલ ભંડારો ભર્યા છતાં જગત ત્હેની કિંમત કરતું નથી.

સૌન્દર્ય એ માત્ર આકારમાં જ નથી, વર્ણમાંયે નથી. ખરૂં સૌન્દર્ય ભાવમાં વસેલું છે.

વળી એક પાન કાઢી વાંચ્યું :

"અનંત વ્યોમમાં વિચારની પાંખે ઉંચે ઉંચે ઉડવાં એ ભાગ્ય ક્યારે આવશે ? જ્યાં ભય નથી, જ્યાં બંધન નથી એવા પ્રદેશમાં ક્યારે વિચરાશે ?"

કિશોરે બાળક તરફ ચોપડી છૂટી ફેંકી પૂછ્યુંઃ આ શું સાહિત્ય નહિ તો ત્હારે મને ભૂસું છે, એમ ?

ઓત્તારી, લીલાબ્હેન પણ ફીલસુફ લાગે છે, નહિ ? આ નોંધપોથી હું પહેલાં વાંચી ગયો હતો પણ કોણ જાણે તે વખતે મ્હને "કૈં ખાસ" ન્હોતું લાગ્યું; અને કિશોરે તે વાંચ્યું ત્યારે હું ખરેખર મુગ્ધ થઈ ગયો હતો. સાચું છે, 'ખરૂં સૌન્દર્ય ભાવમાં વસેલું છે." સહૃદયતા વગર આપણુને 'શાકુન્તલ'માં પણ રસ નહિ પડે. હું ધારૂં છું કે લીલાબ્હેનના પુસ્તક તરફ આજના ઘણા લોકને Sympathy નથી. પણ રાખો, કિશોરે બાળકને શું કહ્યું હતું તે કલ્પો છો ? કહે છે;

"સમજ્યો ? ત્હારા પ્રેમાનંદ, મણિશંકર ને દલપતરામ કરતાં આ ચોપડીમાં અર્ધો ટન સાહિત્ય વધારે છે."

આ બધાં પરથી લીલાબ્હેન કેવાં છે એ ત્હમે કલ્પી શકશો. પણ એમના આ પુસ્તક ઉપરથી ત્હમે એમના વિશે મત બાંધી ના લેશો. આનું ઘણુંખરૂં લખાણ કંઇક અંશે શરૂઆતનું છે એમ કહીયે તો ખોટું નથી. અને શુદ્ધ સર્જનાત્મક ભાગ પણ ઓછો છે. આટલું છતાં આ પુસ્તકમાં પણ કેટલુંક સુન્દર સાહિત્ય છે એમ તો નરહરિ શાસ્ત્રીએ પણ કહ્યું હતું.

'રેખાચિત્રો' લીલાબ્હેનનું એકતરફી દર્શન કરાવે છે અને હું માનું છું કે ગુજરાતના ઘણા લોક લીલાબ્હેનને 'રેખાચિત્રો' દ્વારાજ ઓળખે છે. 'રેખાચિત્રો'નાં લીલા-બ્હેન એટલે મેં કહ્યું તેમ તડફડ કહી દેનારાં, કૈંક મશ્કરીએ ચઢેલાં, કૈંક અહંભાવવાળાં, કૈંક પ્રતાપ અને પ્રભાવનાં શોખીન લીલાબ્હેન. પ્રકીર્ણ રેખાચિત્રોમાં એ તત્વો કાંઈક ઢાવકાં થાય છે. પહેલા વિભાગનાં રેખાચિત્રોમાં લીલાબ્હેન કવચિતજ—મુનશીના અપવાદ વગર લગભગ નહિ એમ સામાની પ્રશંસા કરે છે. પ્રકીર્ણ રેખાચિત્રોમાં તેમ નથી કારણ કે એ બધાં ભૂતકાળનાં સ્ત્રી પુરૂષો છે. (જીવતાં સ્ત્રી પુરૂષોને એટલો ગેરફાયદો હોય છે.) હું માનું છું તેવાં લીલાબ્હેનને જોવાં હોય તો માર્ગરેટ એસ્કિવથ અને તે કરતાં પણ વધારે શેલિનું રેખાચિત્ર વાંચજો. શરૂઆત કૈંક નબળી છે પણ ત્હેના સાટે છેલ્લા પાંચ પાનાં અતિ સુન્દર છે. એમાં ત્હમને લીલાબ્હેનની રસિકતા અને સૌન્દર્યની તરસનું કાંઇક ભાન થશે. લીલાબ્હેનની રસિકતા વિશે મેં અનેક સાથે વાતચીત કરી છે પણ હજી હું કાંઇ નિશ્ચય પર આવી શકયો નથી. મ્હને એટલું લાગે છે કે ઈન્દુલાલ વિશે એમણે જે લખ્યું હતું તે એમનાં વિશે લાગુ પાડી શકાય. (સ્ત્રીને બદલે પુરૂષ મૂકયા પછી.)

પુરૂષ "વિના એમના જીવનમાં ને કાર્યમાં ઉણપજ રહેશે."

આ કથનનું સત્ય ત્હમે એમની રસિકતામાં જોશો. ઉચે-ઘણે ઉંચે તેઓ જઈ શકે છે. સામાન્ય રસિકતા—કલાપી

જોવાની રસિકતા પણ-કદાચ એમની રસિકતા આગળ ઉતરતી લાગશે પણ રસિકતામાં જે આનંદ હોય, મીઠાશ હોય, ચન્દ્રીના અમૃતની શીતળતા હોય તે કોણ જાણે લીલાબ્હેનનાં સાહિત્યમાં નથી જણાતાં. બુધ્ધિ-તેજસ્વી બુદ્ધિ કલ્પી શકે એટલી રસિકતા છે; હૃદયની કલ્પના લગભગ નથી. ન્હાનાલાલની રસિકતા છે તેવી લીલા બ્હેનની છે, ગિરિગહ્વરનાં દર્શન થાય છે; ગૃહકુંજનો મધુર ટહુકાર કમભાગ્યે નથી સંભળાતો.

લીલા બ્હેનની વાર્તાઓ લગભગ બધીજ બંડખોર છે. એમાં કલાવિધાન અપૂર્વ નથી; રસનો આવિર્ભાવ કૈં અપૂર્ણ છે; પણ નવીનતા અને તાપ આંજી નાંખે એવાં છે. સહૃદયતા છે; કુમાસ છે; એમાં બુદ્ધિના ચમકારા છે પણ અકળામણ બહુ છે: અનુભવની શાંતિ નથી; સ્વાસ્થ્ય પણ થોડું છે. નિશાળે જતી છોકરીના જે જાતના મનોરથો હોય તેવા મનોરથોની એમાં પરંપરા છે; એ મનોરથ ત્રૂટતાં એને જે ગુંગળામણ થાય, જે "શું કરી નાખું?" થાય તેવી કાંઈક લાગણી આમાં જણાય છે; પણ તેવીજ નિર્દોષના, નિખાલસતા અને ઉલટ છે—તાજગી અને વૈવિધ્ય પણ છે. તે દિવસ હું કહેતો હતો તે આ. ભ્રમર એક પુષ્પ તરફ આસક્તિ રાખી બેસી રહે એ ગુણ ઈચ્છવા જોગ છે પણ હજી એક પુષ્પની પસંદગી કરી ન હોય અને ભ્રમર અનેક પુષ્પોની આગળ પાછળ ગુંજ્યા કરે એ ગુંજન-અવસ્થા પણ મધુર અને સુન્દર છે, એમ મેં એકવાર કહેલું તે યાદ છે? લીલા બ્હેનના ખાસ કરી થોડા વખત પહેલાંના સાહિત્યમાં

મ્હને આવું મધુર અને સુન્દર ગુંજન જણાય છે. એક સુન્દર પતંગીયું પાંખો ફફડાવતું આમ તેમ ઉડયાં કરે એ કેટલું બધું સુન્દર લાગે છે! ત્હમને યાદ હોય તો ત્હમારે ત્યાં પાર્ટી હતી ને ત્હમે વારંવાર આમતેમ ફરતાં હતાં ત્યારે પણ મેં આજ કહેલું. લીલાબ્હેનના સાહિત્યમાં પણ લગભગ આવું જ છે. વિષયોની પસંદગી, ત્હેની ખીલવટ, ભાષા, કલ્પના, બધામાં કૈં ખાસ મુદ્દા વગર કોઈક ગાયે જાય છે એવો ભાસ થાય છે. એ બધામાં તાજગી છે–પ્હરોડનું વણચૂટયું ફુલ જેટલું તાજું હોય છે તેવું; તેર વર્ષની કુમારિકા કે વિકસતી ઉષા પેઠે એમાં સંકોચનો અભાવ છે, મર્યાદા નથી; અને ઉષામાં છે કે નહિ તે કોણ જાણે પણ લીલાબ્હેનમાં કૈંક તોછડાઈ પણ છે. જૂના પુરાણા અર્થમાં વિનય અને વિવેક નથી. સંકોચ, વિનય અને વિવેક એ developed stage નાં લક્ષણો છે અને લીલાબ્હેનનું આજસુધીનું સાહિત્ય એ રીતે એક બાળક જેવું છે. ઇન્દુલાલ ત્રિશેના લીલાબ્હેનના શબ્દોમાં કહીયે તોઃ

" એમનામાં બાલકના સમાન નિર્દોષતા છે; બાલકની માફક એમને પણ નવાં કાર્યો અને નવાં નવાં માણસો સાથે રમવાનું–પ્રસંગ પાડવાનું ગમે છે. બાલક જેવી અસ્થિરતાઓયે એમનામાં છે. એ પણ અનંતના આંગણે રમતું એક બાલક જ છે ને ?" ઘણીવાર એમ થાય છે કે માણસને પોતાનું mission જડતાં વાર લાગે છે. એ જડયા પછી ત્હેને એની એ વાત કહેવાની હોય છે—કદાચ એમાં તે જડસૂ પણ બની જાય છે. તે જડયા પહેલાં તે પંખી

પેઠે ફાવે ત્યાં ઉડયા કરે છે. ત્‍હેનું જીવન પ્રફુલ્લ અને સ્વતંત્ર હોય છે; ત્‍હેનો કલ્લોલ મીઠો અને મધુર હોય છે. લીલાબ્‍હેનને કદાચ હજુ કાંઈ મિશન જડયું નહિ હોય એમ લાગે છે.

લીલાબ્‍હેનની ભાષા વિશે ત્‍હમને એક લાંબો કાગળ લખી મોકલવા મેં વિજયરાયને કહ્યું છે. એમની લીટી સાત ઇંચ લાંબી છે કે આઠ, એમના શબ્દો જમણી બાજુએ ઢળે છે કે ડાબી બાજુએ એ બધું એ લખશે. મ્‍હને એમની ભાષા ગમી; કિશોર એ ઉપર વારી ગયો છે; અનંતઆળા કિશોરનો ચીઢાવવા ના પાડે છે બાકી એણે પણ "પ્રતાપી ભાષા છે" એમ એકવાર મ્‍હને કહ્યું હતું. લીલાબ્‍હેનની ભાષામાં સ્વાસ્થ્ય નથી. જેને style કહીયે છિયે તે કદાચ નહિ હોય. દાખલા તરીકે મુનશીની ભાષા સ્ટાઇલીશ છે તેવું નહિ હોય પણ આજની ઘણી સ્ત્રી લેખકો લુખ્ખી ભાષા લખે છે તેવું નથી. ભાષામાં વેગ-જોસ છે; આકર્ષણ છે; સામર્થ્યનાં બીજ છે; ચિત્રણશક્તિ છે; વ્યાકરણની ભૂલો છે; શબ્દોની પસંદગી કાંઈક અધકચરી હોય છે પણ ભાષામાં વ્યક્તિત્વ છે અને અર્થવાહકતા છે. મ્‍હને એકજ વાત ખુચ્યાં કરે છે તે એ કે લીલાબ્‍હેન જેવાંની ભાષા અને કલ્પનામાં નૈસર્ગિક મધુરતા કેમ ઓછી છે? પણ એક જણે એક અંગ્રેજ સ્ત્રી વિશે કહ્યું હતું કે તે દિવાનખાનાની સ્ત્રી છે તે એમની ભાષા — કલ્પના માટે ખરૂં હોય. કોણ જાણે.

લીલાબ્‍હેનની કલ્પના, આશા, ઉત્સાહ અને ઉમંગ આંજી નાંખે એવાં છે. ત્‍હમે એમને ઓળખતાં નથી એટલે શું કરૂં? ખરેખર, જે સંજોગોમાં આપણે રહેવાનું છે ત્‍હેમાં લીલાબ્‍હેન

આટલું કરી બતાવે છે એ અપૂર્વ છે. ભલભલા પુરૂષોની અક્કલ બહેર મારી જાય એવા સંજોગોમાં આટલું કરવું એ રમત વાત નથી. મ્હોટા આદર્શો રચવા એ અઘરૂં છે પણ આદર્શોને વળગી રહેવું એ અઘરૂં અને સુન્દર છે. બાકી આપણે લોક તો કિયો આદર્શ સાચો અને કિયો ખોટો એની કડાકૂટમાંજ જીવન ઉતારી નાખશું.

લીલાબ્હેનનું પુસ્તક આ સાથે મોકલું છું. અમને બધાંને એ બહુ ગમ્યું છે અને ત્હમને બહુ ગમશે પણ ખરૂં. કિશોર કહે છે કે આવું સુન્દર પુસ્તક એણે આ સાલ હજી વાંચ્યું નથી હા. એ ખરેખર, સુન્દર છે. પણ એના લેખકનો આત્મા વધારે સુન્દર છે એમ માનું છું. અરે હા, લીલાબ્હેન પાર્વતી વિશે લખે છે કે "સ્ત્રીઓ વિશે વાત કરતાં હોઇયે તો એના સૌન્દર્ય વિશે પણ વિચાર આવ્યા વિના રહેતો નથી." એ તો હું ભુલીજ ગયો કે કદાચ દેખાવે લીલાબ્હેન કેવાં છે એ વાત તો ત્હમારે પહેલીજ જાણવી હશે. એમનું સૌન્દર્ય–પણ હા અમારા પુરૂષોનું દૃષ્ટિબિન્દુ ત્હમારે શા ખપનું ! ત્યારે ત્હમે જાતેજ જોજો. પછી આપણે નોંધ સરખાવશું

ચાલો, સાહેબજી.

લિ.

કમળ

આશ્વિન, ૧૯૮૧

# અદ્‌ભુત પૃથ્વીવલ્લભ

## પ્રિય કીર્તિદા

ના, મ્હારૂં એ 'ભાષણ' ત્હમને મોકલી શકાય એવું નથી: ખરું પૂછો તો ત્હમારા જેવાંને વાંચવા જેવું ને આમ હડ કરવા જેવું એમાં કાંઇજ નથી: એ ભાષણ પછી મ્હારે બેચાર જણ જોડે એ વિશે ખૂબ ચર્ચા થઈ હતી. મ્હને એ ચર્ચા વધારે ઉપયોગી લાગે છે.

ત્હમે જે સૂચના કરી છે લગભગ તેવીજ એક સૂચના મ્હને ભાષણ પહેલાં પણ મળી હતી. એક દિવસ દેવયાની આવ્યાં હતાં. આવતાંવેંત એમણે કહ્યું: " ત્હમે આ શું કરવા નીકળ્યા છો ? કોઈ વિષય ના જડયો કે પૃથ્વીવલ્લભનો બચાવ કરવા બહાર પડયા ? "

દેવયાની મ્હારાં જૂનાં મિત્ર છે. એ દંભી નથી એટલે આવું સાંભળી હું કૈંક આશ્ચર્ય પામ્યો. મેં પુછ્યું: " પણ ત્હમે વળી એની વિરૂદ્ધ કયારથી થયાં ?" એટલે એમણે કહ્યું: "ના, હું કાંઈ એની વિરૂદ્ધ નથી. પણ ત્હમે એનો બચાવ કરવા નીકળો એ મ્હને નથી ગમતું. લોકો ત્હમને પીંખી નાંખશે."

મુનશીના પૃથ્વીવલ્લભનો ગમે તે રીતે બચાવ કરવાની મ્હને ઇચ્છાજ ન્હોતી છતાં મેં કહ્યું: "તે શું એક વસ્તુ ગમતી હોય છતાં સમાજની બ્હીકે તેમ ના કરવું એમ?" એટલે એમણે કહ્યું: "હાસ્તો, કેટલાક વિદ્વાનોએ તો એમ એને વખોડયું પણ છે." મ્હને ખૂબ હસવું આવ્યું હતું. દેવયાની એમજ માને છે કે બધાંને પૃથ્વીવલ્લભ ગમ્યું તો હતુંજ પણ સમાજની બ્હીકે ત્હેમણે એને વખોડયું છે. આવી વહેમી નજર મ્હને નથી ગમતી: એમ પણ હોય કે એ લોકને ખરે-ખાત એ નયે ગમ્યું હોય.

જગજીવન મ્હારા ભાષણમાં આવ્યો ન્હોતો પણ પ્રહલાદે એનો સારાંશ એને કહ્યો હશે. તેજ રાતે એ મ્હારે ત્યાં આવ્યો. અમે બધાં ભાષણની વાતો કરતા બેઠા હતા. નવ-નીત પણ સાથે હતો. જગજીવનને જોઇ અમે ચૂપ થઈ ગયા: ત્હેનું મ્હો ઉશ્કેરાયલું હતું: ત્હેનો અવાજ તતપપ ધ્રૂજતો હતો. અમે બધાં સડક થઈ ગયાં. "કેમ, શું છે?" મેં આતુરતાથી પુછ્યું.

"ત્હમને વખત છે? મ્હારે ત્હમારી જોડે વાત કરવી છે." તે જેમ તેમ બોલ્યો.

"હા, જરુર: ખાનગી છે?" હું ઉભો થયો.

"ના, ખાનગી નથી. ત્હમારા ભાષણ વિશે" અમે બધાએ એકમેક સામું જોયું. આ શું છે એ અમે કોઈ સમ-જ્યા નહિ.

"હા, બેસો, કહો, શું છે?" મેં એને બેસાડી પુછ્યું. બધા એની સામે ઉત્સુકતાથી જોઇ રહ્યાં હતાં. દશ વર્ષની ન્હાની વસુ પણ "કાંઇક ગમ્મત છે" એમ જાણુતી હતી એમ એના મ્હોં પરથી લાગતું હતું.

"પ્રહલાદે મ્હને બધું કહ્યું. ત્હમે ખોટું કર્યું. ત્હમારૂં દૃષ્ટિબિન્દુ જૂઠું છે."

"એમ? કેમ એમ શાથી કહો છો?" મેં પુછ્યું.

"ત્હમે પૃથ્વીવલ્લભનો બચાવ કર્યો પણ.....પણ ત્હમે જાણો કે એ કેટલું બધું અશ્લીલ છે?"

હું કાંઇ કહેવા જતો હતો એટલામાં નવનીતે કહ્યું: "કેમ જગજીવન, એમાં અશ્લીલ શું છે?"

જગજીવને ત્યાં સુધી નવનીતને જોયો ન્હોતો. તે જરાક લેવાયો. એટલે નવનીતે આગળ ચલાવ્યું: 'એમાં એવું તે શું છે? દયારામે પેલું 'સજની કયાં રમી આવી રજની' લખ્યું ત્હેના કરતાં કાંઇ ખરાબ નથી લાગતું ત્હને પૃથ્વીવલ્લભની વાર્તા તો યાદ છે ને"

જગજીવન મૂંઝાયો હોય એમ લાગતું હતું. એ સાચા બોલો છોકરો હતો. ત્હેણે ધીરેથી કહ્યું. ના, મેં એ વાંચી નથી: મેં તો સમાલોચકમાં બીડેની સમાલોચના વાંચી હતી અને તે ખરી છે."

અનંતઆળાથી હસી દેવાયું "તે જગજીવનભાઇ, ત્હમે જે ચોપડી વાંચી પણ નથી તે માટે આટલો ઉકળાટ શા સારૂ કરો છો ?"

જગજીવન કાંઇક ટાઢો પડતો હોય તેમ લાગ્યું. નવનીતે મ્હારૂં ભાષણ હાથમાં લીધું અને કહ્યું "કૈં નહિ જગજીવન, જો હું તેનો સાર વાંચું" કહી ત્હેણે નીચે મુજબ સાર વાંચવા માંડયો.

"આ 'લીરીક' નો નાયક મુંજ સં. ૧૦૫૨ માં પકડાય છે અને તૈલપનો કેદી બને છે ત્યાંથી વાર્તાની શરૂઆત થાય છે. વાર્તા ટૂંકી છે. તૈલંગણની અધિષ્ઠાત્રી, તૈલપની વિધવા બ્હેન મૃણાલવતી મુંજના આગમન સુધી તૈલંગણની ખરી હાકેમ હતી. નરશાર્દૂલ મુંજને તે જુએ છેઃ ત્હેને નમાવવાની ત્હેને ઇચ્છા થાય છે અને આખરે એ જાતે લળી પડે છેઃ ત્હેનાં વ્રત તુટે છે; જીવનભર વૈરાગ્ય જીરવનારને અનંગની લીલા અનુભવવી પડે છેઃ તૈલંગણની ભાગ્યવિધાત્રીને પરેહેજ થયલા કેદી મુંજની ભુજામાં લપાવું પડે છે" નવનીત અટકયો.

"પછી ?" જગજીવને પૂછયું.

"પછી કાંઇ નહિ. પછીની વાત તો સાધારણ છે."

"બસ ? ત્યારે પ્રહલાદ તો કહેતો હતો કે એમાં આપણી આર્યસંસ્કૃતિને છિન્નભિન્ન કરી નાંખે એવું ઘણું છે." બીચારા જગજીવને કહ્યું.

"એજ છે કની" નવનીતે કહ્યું; "તમે લોકને આપ મુઆ વિના સ્વર્ગમાં જવું છે તે આમને આમ જવાશે."

મ્હને લાગ્યું કે નવનીત આ બીચારાના અજ્ઞાનનો ગેરલાભ લેતો હતો. મેં કહ્યુંઃ "નવનીત, એમ તું વકીલાત ના કર. ના ના જગજીવન, એવું અંદર ઘણું છે પણ ખરૂં જે અમુક દ્રષ્ટિએ વાંધાભર્યું ગણાય છે. એથીજ પ્રો. ભીડેએ વિરોધ દર્શાવ્યો હતો."

નવનીત ટટાર થયો. એક મિશનરી અને એક આર્ય-સમાજી કોઇ ગરીબ, ભૂખે મરતા અંત્યજને પોતપોતાના ધર્મમાં ખેંચવા લઢી રહ્યા હોય એ દશ્ય ત્હમે કયારેક જોયું છે? નવનીત ટટાર થયો ત્યારે મ્હને એ સાંભર્યું. બીચારો જગજીવન તો લગભગ દયામણી નજરથી બધું જોયા કરતો હતો.

"વિરોધ!" નવનીતે તતડી કહ્યું: "એમજ છે તો પછી સજની જેવા શૃંગાર સાહિત્ય સામે એ વિદ્વાનોએ કેમ વિરોધ ન કર્યો? અને આમાં એટલું બધું શું છે? મુંજ કરતાં તો કલાપી વધારે ટીકા પાત્ર છે. મુંજ તો એક વિધવા જોડે અનાચાર કરે છે ને કલાપીએ તો એક પરણેલી સ્ત્રીનો સ્વિકાર કર્યો હતો."

"નવનીત, આપણે કલાપીને શું કામ અંદર લાવવા જોઈયે?" મેં કહ્યું. "અને સજની જેવા સાહિત્ય વિષે તું કેમ ભૂલે છે કે એ બધાનો અંતિમ હેતુ ઉચ્ચતમ છેઃ એનો પ્રધાન રસ હલકો શૃંગાર નહિ પણ ભકિતરસ છે."

"એવું કૈં જ નથી. આપણા લોકે જિંદગીમાં ધર્મને એવું સર્વવ્યાપક સ્થાન આપ્યું હતું કે હાલતાં ચાલતાં–બધું ધર્મ માટેજ થતું. એ સારો આદર્શ હતો પણ એ કાંઇ ઝાઝીવાર ના નભે. એટલે થયું એમ કે શૃંગારી લોકોએ પોતાની રસવૃત્તિ ધર્મના ઢાંકા નીચે પ્રદર્શિત કરી. માણસની કુદરતી લાગણી એમ રોકાતીજ નથી. એના શરીરમાં રસિકતાનાં વહેણ વહી રહ્યાં હતાં; એની કલ્પનામાં જીવનનું બળ ઝઝૂમતું હતુંઃ એના જાતિસ્વભાવમાં સ્ત્રીપુરુષની વાસના પમરી રહી હતી. ધર્મના મનાઇહુકમને લીધે માણસનાં કુદરતી બળો અટકયાં હતાં તેથી એજ ધર્મને અપવિત્ર કર્યો. આમ ધર્મનું બાહ્ય સ્વરૂપ જાળવી માણસ પોતાની ગમે તેવી વૃત્તિઓનું સેવન કરી શકતો; અને જેમ જેમ સાચો ધર્મ ઢંકાતો ગયો તેમ તેમ આ જાતનું સાહિત્ય વધારે પ્રમાણમાં ફાલ્યું. ધર્મની શુદ્ધ ભાવનાને લીધે હરિલીલાનું અસ્તિત્વ પ્રકટ થયું હતું તે જૂદા સ્વરૂપમાં બદલાયું અને ધીરે ધીરે એક કૃષ્ણના અનેક કૃષ્ણોએ લોકકલ્પનામાં ધૂમ મચાવી દીધી."

નવનીતે તો લાંબું ભાષણ આપ્યું હતુંઃ પણ એની વાત કૈંક અંશે સાચી લાગે છે. મૂળ શુદ્ધ ભક્તિભાવથી હરિલીલાની કલ્પના થયલીઃ પછી સામાન્ય શૃંગારી માણસોએ તે ઉપર પોતાના મનના મેલ ઉતાર્યા ને સાચો ધર્મ ક્ષીણ થતો ગયો તેમ તેમ આ શૃંગારી ભાવના જે લોકરુચિની વધારે નજદીક હતી તે વધુ ને વધુ લોકપ્રિય અને લોકમાન્ય થઇ. આટલું તો સરળ છેઃ એ પણ સમજી શકાય એવું છે કે બાહ્ય બંધનો ગમે તેટલાં હોય પણ મૂળ સ્વભાવ પોતાની અનુકૂળતા શોધી

લે છે. એકવાર મેં વિજયા વિશે લખ્યું હતું તે યાદ છે? એને ચિત્રકળાનો શોખ ઘણો હતોઃ પણ એના સાસરામાં એને એની સામે સખત મનાઈહુકમ હતો. ઉલ્ટું એ બિચારીને આખો દિવસ ઘરનાં ચાલીસ માણસો માટે રાંધવાનું હતું. થોડો વખત એ કચવાઈ હશે: પછી એની રસિક વૃત્તિએ એનો માર્ગ ખોળી લીધોઃ પછી કેસર વડે પૂરીઓ ઉપર એ ચિત્રો દોરતીઃ અને એમાં એનાં સાસરિયાં વાંધો કાઢતાં નહિ. લગભગ આવું છે. આથી ધર્મના નામે આપણે બીભત્સ શૃંગારને સત્કાર્યો હોય તો નવાઈ નહિ.

જગજીવને પણ ઘણા વિચાર પછી પુછયું: " આપણે એટલા બધા ઉદાર છિએ ત્યારે પૃથ્વીવલ્લભ સામે કેમ આટલો વિરોધ થયો?"

"ના," નવનીતે તરત કહ્યું: "આપણે માત્ર ધર્મમાંજ ઉદાર છિયે. અને પૃથ્વીવલ્લભ કાંઈ ધર્મનું પુસ્તક નથી. મુંજને બદલે શ્રી કૃષ્ણ અને મૃણાલને બદલે કોઇ ગોપિકા હોત તો ગુજરાત "વાહવાહ" કરત, પછી ભલે એ ગોપિકા કોઇ ગોવાળની પરણેતર હોત છતાં."

અનંતબાળા ચીઢાઇ ગયાં. " જાવ, જાવ, ત્હમે લોક તો સાવ નાસ્તિક છો. "

મેં કહ્યું: "ના, બુદ્ધિ જ નાસ્તિક છે." પણ તે પછી નવનીત વધુ બોલ્યો નહિ.

આ વિષય ઉપર હું વિચાર કરૂં છું ત્યારે મ્હને પણ લાગે છે કે મુનશીએ જે રીતે મુંજનું જીવન ચીતર્યું છે એમાં એક ખામી તો છેજઃ એમાં અપૂર્વ પ્રસંગો છે; અપૂર્વ શીલસુંદરી

છે: રસની છોળો ઉડે છે: કલાની અવધિ થાય છે: પણ ત્હેમાં ગૌરવ નથી. ત્હેમાં આનંદનો સંન્યાસ છે પણ એમાં સંન્યાસનો આનંદ નથી: વિશાળતા છે, વૈભવ છે પણ ઓજસ્વિતા નથી: અને એનું કારણ એ લાગે છે કે એમાં વિરાગની કઠણતા નથી. આપણે બધા વિરાગ અને તપથી એટલાં ટેવાઇ ગયાં છીએ કે બીજું બધુંજ નવીન લાગે છે અને તેથી આપણે ભડકી ઉઠીએ છિયે. આની આ વાત મુનશીએ બીજી રીતે કહી હોત, મૃણાલને પૃથ્વીવલ્લભની વલ્લભતાથી નહિ પણ મુંજના ધાર્મિક પ્રભાવ વડે વશ કરી હોત તો કદાચ ગોરમહારાજોનું ભક્ત ગુજરાત ઘેલું થઈ જાત; અથવા મુંજમાં પ્રતિભા–ગૌરવ–ઓજસ્વિતા હોત તો એક આદર્શ કલ્પના આપણે પામત. મુંજ Passive છે એથી એની જીંદગી હલકા પ્રકારની લાગે છે. મુંજ active હોત, કોઇ આદર્શ માટે તે જીવ્યો હોત તો એનું ચરિત્ર માનયોગ્ય થાત. કોણ જાણે કેમ પણ અત્યારે મુંજથી આપણે ખુશ થઇ જઇએ છિયે પણ એને માટે માન ઉત્પન્ન થતું નથી. જે ઘણે ઉંચે બેસી જાય છે ત્હેને આપણે માન આપીયે છિયે; જે આપણી સામે હસતો હસતો ઉભો રહે છે ત્હેને આપણે ચાહી શકીએ પણ માન નથી આપતાં. મુંજ સામો આવી હસ્યાં કરે છે. મુનશીએ એને ગુફા સેવનારો યોગી કલ્પ્યો હોત અથવા અવંતિનો ભાગ્યચિંતક સરજ્યો હોત તો એ આપણા માનનો અધિકારી થાત: પણ મુનશીને તો ચટકા વિના ચાલે જ નહિ. જ્યાં ત્યાં ચટકો લાવવો, પ્રસંગે કે બીનપ્રસંગે વાચકની રસિકતા બહેલાવવી એ મુનશીની કળાનું લક્ષણ છે. આમ છે એટલે પૃથ્વીવલ્લભની

આટલી બધી ટીકાઓ થવા પામી; નહિ તો નવનીત કહે છે તે ખરું લાગે છે કે જે ગુજરાતે સહસ્ર ગોપીઓના વલ્લભ કૃષ્ણચંદ્રની કલ્પના સ્વીકારી અને સત્કારી એટલુંજ નહિ પણ એને પરમાત્મા તરીકે ઓળખ્યો એ ગુજરાત એક વૃદ્ધ કદરૂપી તાપસીના વલ્લભનો આવો વિરોધ શા માટે કરે ?

મુનશીનું પૃથ્વીવલ્લભ એક ન્હાનકડુ 'લીરીક' છે. એના કરતાં વધારે પ્રતિભાવાળાં પુસ્તકો મેં વાંચ્યાં છેઃ પણ એથી વધારે રસનીતરતું પુસ્તક આજના આપણા સાહિત્યમાં મ્હને નથી જડયું. ડેવીડ કોપરફીલ્ડ. સરસ્વતીચંદ્ર કે વેરની વસુલાત પેઠે એ જીવનપુરાણ નથી. It is not an epic; it is a little lyric, perhaps the sweetest lyric in Gujarati Prose. એજ મુનશીનો કાક, ન્હાનાલાલનો જયન્ત, ગોવર્ધનભાઇનો સરસ્વતીચંદ્ર રમણભાઇનો રાઇ ને કાન્તનો કચ એ બધાં પ્રતાપી પાત્રો પણ આ મુંજ તો અદ્‌ભુત લાગે છે.

મ્હારા ભાષણ પછી અમારે ત્યાં તો પૃથ્વીવલ્લભની સપ્તાહ બેઠી હતી. મુનશીના પુસ્તક કરતાં વજનમાં વધારે ઉતરે એટલું સાહિત્ય અમે રોજ સર્જતા. એવી રસિક સપ્તાહ મેં હજી ઉજવાયલી જોઈ નથી. એમાં દોલતભાઇનો કર્પૂર અને નવનીત બે ભડવીરો હતા. એઉની દૃષ્ટિઓ સામસામી હતી. કર્પૂર મુનશીના પૃથ્વીવલ્લભનો કટ્ટામાં કટ્ટો વિરોધી હતો; નવનીત ત્હેનો પૂજક હતો. આ બેમાંથી એકે સત્ય જોઈ શકે એમજ હતું જ નહિ; પણ એમને લીધે મંથન ઘણું થયુંઃ અને થોડુંક સત્ય તરી આવ્યું.

એક દિવસ કર્પૂરે કહ્યું: "ચન્દ્રશંકરે બરાબર કહ્યું છે. મુંજ 'બડો બદમાશ' છે જ. એને નથી નીતિ આડી આવતી: નથી એને માન–અપમાનની લાગણી. એ તે કાંઇ માણુસ છે ? એક માણુસ અનેક સ્ત્રીઓના રસભંડાર લૂટે: વિધવા જોડે અનાચાર કરે અને એટલું જાણે ઓછું હોય તેમ એવા કામોની બડાઇઓ હાંકે એને આદર્શ માણુસ કેમ ગણી શકાય ?"

"પણુ" નવનીતે કહ્યું: "તું એ કેમ નથી જોતો કે એને વાસનાનું બંધન હતુંજ નહિ: બદમાશના હૃદયમાં આશા અને તૃષ્ણા–વાસનાની જે લ્હાય હોય છે તે મુંજમાં કયાં છે ?"

નવનીતની વાત કર્પૂરે હોહા કરી ઉડાવી નાંખી હતી, પણુ એ બાબત ધ્યાનમાં રાખવા જેવી છે. એ ખરું છે કે મુંજના હૃદયમાં પાપનો ઉકળાટ નથી. ઉલ્ટું સ્વસ્થતા એ એની વિશિષ્ટતા છે. મૃણાલ બેચાર વાર મુંજ પાસે જાય છે. પણુ એકે વાર મુંજ વ્યગ્ર નથી થતો. એતો પગની આંટી વાળી, માથા નીચે હાથ રાખી નિરાંતે સૂતો હોય છે. મૃણાલ મુંજને ડહામ દેવાડે છે ત્યારે મુંજ હસતો હસતો ઉભો રહે છે આ પ્રસંગથી પ્રો. ભીડે છેડાઇ ગયા હતા. કર્પૂર અને એક બે બીજાને પણુ એ અસહ્ય નફ્ટાઇ લાગે છે. પણુ ત્યારે શંકા એ થાય છે કે જો એની વિયયવાસના એટલી બધી પડી હોય કે પોતાનું માંસ બળવા માંડે છતાં એ હસ્યાં કરે તો પછી એવો કામવિવશ કીડો છેક છેવટે તો

બધી સંસ્કારિતા છોડી દઇ તૃપ્તિ માટે પ્રયત્ન કરે કે નહિ ? આ સંબંધમાં મૃણાલ મુંજથી બે વાર છૂટી પડે છે એ ઉપયોગી છે.

" ત્હારે હજુ ઘણું અનુભવવાનું છે. યાદ રાખજે. " કહી મૃણાલ જવાને ફરી.

"એમાં શું ? જે લ્હાવો મળ્યો તે ખરો" કહી મુંજ હસ્યો.

"હા, પુરેપુરો લ્હાવો મેળશે," કહી ગુસ્સાના આવેશમાં મૃણાલ ચાલી ગઈ.

" એથી રૂડું શું ? " પાછળથી પૃથ્વીવલ્લભનો હસતો મીઠો અવાજ સંભળાયો...

બીજો પ્રસંગ પણ એવોજ છે.

જાણે હાથ પોતાનો હોયજ નહિ તેમ સ્વસ્થ પૃથ્વીવલ્લભ બેદરકારીથી નયનબાણે મૃણાલને મોહવશ કરતો ઉભો રહ્યો.

" બસ. " દુર્ગંધ નીકળતી જોઇ મૃણાલે કહ્યું.

" અરે તમારી, આટલેથી તમે રાજી થાત એમ જાણ્યું હોત તો ઉભો ઉભો હું જ હાથ બાળત. " મુંજનો અવાજ તેવોજ શાંત માત્ર તીરસ્કાર ભર્યો હતો.

શું જવાબ દેવો એ મૃણાલને સૂઝતું નથી ને ફાળ ભરતી ત્યાંથી જતી રહે છે. પાછળ પૃથ્વીલ્લભ મુંજ કહે છે.

મૃણાલવતિ આ ડામની દવા દેવા કાલે આવજો હાં.

મુંજ આમ નફ્ટ છે; પણ કર્પૂર કહે છે તેવો વિષય-વાસનાનો કીડો હોય એમ લાગતું નથી.

બીજી નજરે કર્પૂરની કૈંક વાત ખરી લાગે છે. મુંજ માટે આપણને માન નથી થતું એટલુંજ નહિ પણ કોઇક વાર તો એનામાં કશાકની ઉણપ પણ લાગ્યા કરે છે. શાની ઉણપ છે એ મ્હને ઘણો વખત સુધી સમજાયું ન્હોતું. એક દિવસ અચાનક મ્હને એ સમજાયું. એમ થયું કે અહીંના શ્રી રામજીના મન્દિરની ધર્મશાળામાં એક સન્ત રહે છે. ઇન્દ્રપ્રસાદ મ્હને એની પાસે તેડી ગયો હતો. એ અદ્ભુત માણસ છે. અર્થ—કામ—લોભ એ બધાંથી એ પર છે. અન્ન પણ એ માંગતો નથી; ( એને અન્ન મળી રહે છે એ વાત ન્યારી છે ). હું એની જીવનફીલસુફીથી મુગ્ધ થઈ ગયો હતો. જીવન ત્હેણે જીતી લીધું હતું એમ મ્હને લાગતું હતું. સુખદુઃખ, હર્ષ—શોક એવા બધા મહાસાગરો એ તરી ગયો હતો. જ્ઞાનીઓ જે નથી પામતા એ એણે મેળવી લીધું હતું: જીવન અને મૃત્યુ બેઉ એને મન સમાન હતાં. બાબુ પણ અમારી સાથે આવ્યો હતો. એને એ બાવા માટે માન નથી. અમે મંદિરે ગયા ત્યારે એ સંત અર્ધનગ્ન દશામાં પડયો હતો; પાસે બધુંજ ગંદુ હતું. એક ખૂણે ભાંગેલી ચલમો અને થોડોક ગાંજો પડયો હતો. બાબુએ એ બધું જોઇ મ્હોં કટાણું કર્યું. પછી અમે પાછા ફર્યા ત્યારે બાબુ જોડે મેં સખત તકરાર કરી. મ્હને એમ લાગતું હતું કે ગંદીગલીચીને લીધે સફાઇદાર બાબુ એને 'સડેલ' કહે છે. કયાં સૂધી બાબુ ચૂપ રહ્યો, પછી કહ્યું: ચાલો, "હું પણ તમને એક સંત પાસે લઇ જાઉં." અમે હા કહી અને એ એક ચાલીમાં અમને લઇ ગયો. એક ભાંગેલા ઝૂંપડા જેવી ઓરડીમાં એક માણસ પડયો હતો. એ

પણ અર્ધનગ્ન દશામાં હતો; એની ઓરડી પણ એટલીજ ગંદી હતી; ઓરડીમાં બીડીઓનાં ઠુંઠાં અને દારૂની ભાંગેલી બાટલીઓ પડી હતી બાબુએ કહ્યું: "પેલા બાવા પેઠે આ માણસ પણ સંસારથી વિરક્ત છે. ગઇકાલે આની સ્ત્રી મરી ગઈ પણ એ જરા અમથુંયે રડયો નથી."

હું તો સ્તબ્ધ થઇ ગયો હતો. વધારે વિચારું છું ત્યારે લાગે છે કે એમાં આશ્ચર્ય પામવા જેવું કૈંજ નથી. Two extremes are often alike. પણ Often શા માટે? હમેશ એમજ હોય છે. ઉચ્ચતમ પદે પહોંચેલો યોગી અને અધમતમ દશા અનુભવતો દારૂડિયો એ બે ખરેખર તો એકજ દશા ભોગવે છે. બેઉ જૂદા એટલાજ પૂરતા છે કે એકના જીવનમાં ઉચ્ચ હેતુ છે; બીજાના જીવનમાં કૈં લક્ષ્ય છે જ નહિ.

તે રાતે સમાહમાં નવનીતને મેં આ વાત કહી અને કહ્યું કે "નવનીત, આમ છે તો પછી મુંજ કોના જેવો છે? પેલા સંત જેવો કે દારૂડીયા જેવો?"

નવનીતને કહ્યું, "પણ જીવનમાં હેતુ શા માટે જોઇયે? જે એ પરમ પદને પામે છે ત્હેને હેતુ અહેતુ કાંઇ હોતુંજ નથી. આપણે એ સ્થિતિ સમજતા નથી એટલે જેમ બધામાં હેતુ શોધીએ છિયે તેમ એમાં પણ લક્ષ્ય અને આદર્શ શોધીએ છિયે. બાકી એ દશાજ અંતિમ લક્ષ છે. In itseif it is the end. પછી એના વડે બીજું કાંઇ સાધવાનો પ્રશ્ન રહેતો જ નથી."

ઘણાને ગળે આ વાત ઉતરી નહિ. શું ખરું અને શું ખોટું એ મ્હને હજી પણ સમજાયું નથી.

નવનીત ગયો એટલે કર્પૂરે કહ્યું: "હું તો એમ પણ કહું છું કે કોઈ ઉચ્ચ આદર્શ ખાતર મુંજે મૃણાલ જોડે અનાચાર કર્યો હોત તો તે ક્ષમ્ય છે પણ આ તો કેવળ નફટાઈ છે."

કર્પૂરને આદર્શોનીજ ધૂન લાગી હતી. માણસ કોઇ ઉચ્ચ આદર્શ ખાતર પાપ કરે ત્હેનું કાંઈ નહિ એ સગવડભરી નીતિ એ સ્વીકારતો હતો. મેં કહ્યું:

" એમ તો કેમ ? જો પરસ્ત્રી જોડે અનાચાર પાપ હોય તો તે બધા સંજોગોમાં પાપ ગણાવુંજ જોઇએ."

"ના," કર્પૂરે કહ્યું: "એવું કયાં હોય છે ? જુઓને, એક માણસ પોતાના સ્વાર્થ ખાતર બીજાનું ખૂન કરે તો તે પાપ ગણાય; પણ એક યોદ્ધો લઢાઇમાં દુશ્મનને મારી નાંખે એ ખૂન કે પાપ નથી ગણાતું."

મ્હારે કહેવું પડયું કે "એ પણ ખુન તો છે જ. એને આપણે પાપ નથી ગણતા એટલી આપણી નીતિભાવના કાચી છે. માણસ પોતાના સ્વાર્થ ખાતર ખૂન કરે અને પોતાના દેશના સ્વાર્થ ખાતર ખૂન કરે એ બેમાં વસ્તુનો ફેર નથી; માત્ર માપનું અંતર છે."

"ના, એવું કાંઇ નહિ" કર્પૂરે કહ્યું "એમ તો આપણા-થી જીવીજ શકાય નહિ."

"એજ છે" મેં કહ્યું, "નીતિ અને ધર્મને આપણે સગવડ હોય ત્યાં સુધીજ સ્વીકારીએ છિયે; એથી જ હું કહું છું કે કે નીતિ હરઘડી બદલાતી વસ્તુ છે: જીવનના પ્રશ્નો ઉકેલવા માટે એ બહુ કામ નથી આવતી, કારણકે દેશદેશની ને પ્રજાપ્રજાની નીતિ જૂદી છે; ત્હમારો સંહાર કરવો એ ત્હમારા દુશ્મનની નીતિ છે: દુશ્મનનો ત્હમારે સંહાર કરવો એ ત્હમારો ધર્મ છે. આટલુંજ નહિ પણ એક દેશમાં પણ જૂદાજૂદા યુગમાં જૂદીજૂદી નીતિ હોય છે. પછી નીતિનો આધાર રાખીએ તે કેમ કામ આવે? નીતિ એટલે આપણે માન્ય રાખેલી વ્યવસ્થા."

કર્પૂર શું વિચાર કરતો હતો તે સમજાયું ન્હોતું. પણ એણે ઉઠતાં ઉઠતાં કહ્યું કે "એ બધું તો કોણ જાણે; પણ માણસ કોઇ પણ ઉચ્ચ આદર્શ વગર મુંજ પેઠે કેમ જીવી શકે એ મ્હને તો નથી સમજાતું."

મેં એને કૈંક જવાબ આપ્યો હતો ખરો પણ એથી મ્હને પોતાને પણ સંતોષ ન્હોતો થયો. પાપ–પુણ્ય, ઉચ્ચ અને નીચા આદર્શ, નીતિ અને અનીતિ એ બધાં ગુંછળાં ઉકેલાય નહિ એવાં છે. મુખ્ય વિટંબણા તો એ છે કે આ નીતિ અને આ અનીતિ; આ પાપ અને આ પુણ્ય એમ નકકી કરવાનું સાધન આપણી માન્યતા છે; એ પાયો, એ base જ ખોટું છે: આપણી માન્યતા ખોટી હોય તો આપણો ન્યાય પણ ખોટો થાય. કર્પૂર કહે છે કે ઉચ્ચ આદર્શ માટે જીવવું જોઇએ: અહિં અનેક પ્રશ્નો થાય છે:

શા માટે આદર્શો માટે જીવવું જોઇએ? શા માટે ઉચ્ચ આદર્શ માટે? અને ત્હમે કહો છો તેજ ઉચ્ચ આદર્શ અને બીજો કેમ નહિ? બધાં કહે છે કે સત્ય બોલવું જોઇએ: પણ કોઇ પુછે કે શા માટે સત્યજ બોલવું જોઇએ? તો એનો એક જ ઉત્તર છેઃ કારણ કે એમ આપણે માનીએ છિયે. હું જાણું છું કે અસત્ય–અનીતિ–પાપ એ સૌ માટે બધાંને છૂટ મળે તો સમાજ અસ્તવ્યસ્ત થઇ જાય, એ ખરૂં છે. પણ ત્હેની સાથે આપણે ભૂલી જવું ન જોઇએ કે સત્ય–ધર્મ–નીતિ એ બહુધા આપણી કલ્પનાઓ છે. બધાના હિત માટે અમુક માન્યતાઓ આપણે માન્ય રાખવી પડે અને તે અનુસાર વર્તવું જોઇએ; પણ એથી એ 'સત્ય' થઇ જતું નથી.

આવા વિચારો આવે છે ત્યારે બધું અંધારું લાગે છે અને ગુંગળામણ થવા માંડે છે. માણસ માત્રને કૈંક સત્ય–કૈંક એવું જોઇએ છે જેને તે પૂજી શકે અને જેમાં શ્રદ્ધા રાખી તે જીંદગી જીવી શકે. અને આવા વિચારો તો બધુંજ ચુંથી નાખે છે. કર્પૂર તો એમ પણ કહેતો હતો કે "એક વાર મન આવા વમળે ચઢે છે એટલે એ બધાંનો વિનાશ કર્યેજ જાય છે; આપણે એને અટકાવવું જોઇએ!" પણ બીજી બાજૂથી કલ્પનાઓને સત્ય માની લઇએ એટલું આપણું મન ભોળું નથી રહ્યું. સંપૂર્ણ જ્ઞાન કે સંપૂર્ણ અજ્ઞાન એ બેજ દશા ઈષ્ટ છે. આપણે તો ત્રિશંકુની આ દશામાં જ જીંદગી પૂરી કરીશું. આવું છે એટલે મુંજનો જીવન–આદર્શ સાચો છે કે ખોટો એ પણ ચોક્કસ સમજાતું નથી.

× × × ×

મુંજ સામે બીજો આક્ષેપ એ છે કે ત્હેનું પાત્ર અનૈતિહાસિક છે. આ સંબંધમાં પ્રો. ભીડે કહે છે કે:

આર્ય સંસ્કૃતિની જે પાર ગયો હતો; મહાકાલની છાયામાં જેનું સિંહાસન હતું; મહાકાલના સ્મરણ સાથે જ જેનો અંત બતાવવામાં આવે છે તેવા મુંજના તથા ભોજના, વિક્રમની ગાદી પર વિરાજેલા આર્યરાજાઓના મુખમાં એવી વિષયલિપ્સા, સમાધિનો વિપર્યય, ક્ષત્રિયત્વની હાનિકર મીસાંસા અસ્થાને છે.

આ સમાલોચના હું વાંચતો હતો અને જયેષ્ઠારામ સાંભળતો હતો. એણે પૂછ્યું; "બધું તો ઠીક પણ વિક્રમની ગાદી પર વિરાજેલા અને મહાકાલની છાયામાં જેનું સિંહાસન હતું એમાં મુંજને શું ? વિક્રમ મ્હોટો ને સારો માણસ હોય છતાં એનો વંશજ મુંજ ખરાબ હોય એમ ના બને ? મોટા માણસોના આપણા દિકરાઓ તો ઘણા ન્હાના હોય છે. પ્રોફેસર પણ હાંકયેજ રાખે છે."

જયેષ્ઠારામ ટીખળી છે. પણ એનો મુદ્દો ખરો હતો. માણસને અમુક લાગણી થઈ આવે છે ત્યારે બહુધા એને સંબંધ–અસંબંધનું ભાન નથી રહેતું. પ્રો. ભીડેને આવો ઉકળાટ થાય એનું કારણ સમજી શકાય એવું છે. ભૂતકાળને બધા લોકો કલ્પિત રંગોમાં જૂએ છે. ઘણાક વિદ્વાનો પણ એમ માને છે કે હિન્દમાં કલિયુગ હમણાં જ ઉગ્યો. એમની માન્યતા પ્રમાણે પ્રાચીનકાળનાં સ્ત્રીપુરુષો હાડમાંસના નહિ પણ બધા સદ્દગુણોના દાબડા જ હોવા જોઇએ. વિનાયકે એક વાર આવા એક પંડિતને સારો ઉત્તર આપ્યો હતો;

"કાકા," ત્હેણે કહ્યું "ત્હમે એક વાત જાણો છો? જે આપણામાં નથી હોતું ત્હેની આપણે પ્રશંસા કરીએ છિયે: એનાં ગુણગાન ગાઇએ છિયે ને ત્હેના વિશે સાહિત્ય રચીએ છિયે. એ તો ખરું ને?"

ડોસાએ હા કહી.

"ત્યારે જુઓ" વિનાયકે કહ્યું: "પહેલાં તો એક પત્નીવ્રત એટલું અસામાન્ય હતું કે વાલ્મીકિને મ્હોટું રામાયણ લખવું પડયું. અમારી ન્યાતમાં તો આજે એક જ વહૂ પરણાય. એક મરી જાય તોયે બીજી ના મળે. છતાં અમારા વિશે કોઇ રામાયણ નથી લખતું કારણ કે એ હવે સામાન્ય વાત છે. રામ-સીતાનાં વખતમાં એવું ન્હોતું એટલે રામાયણ લખાયું"

આ વાત ખરી નહિ હોય: પણ એતો ખરું છે કે લોકો માને છે એટલી દુનિયાં બગડી નથી ગઇ. લોકોનો ઘણો મ્હોટોભાગ તો આજે પણ પહેલાં હતો તેવોજ છે. લોકો ભૂતકાળ વિશે સુન્દર કલ્પનાઓ રાખે એમાં ખોટું નથી: ઉલ્ટૂં કોઇક વાર એવી કલ્પનાઓ જનતાને ઉંચે લઈ જાય છે. ભલે એક રાજા ખરેખર કાયર હોય પણ લોકે એને વીરરત્ન માની લીધો હોય અને એ કલ્પના વડે પ્રજાનું વીરત્વ પોષાતું હોય તો એ ઇષ્ટ છે. પણ એથી યે એ કલ્પના સત્ય છે એમ કેમ કહેવાય? મુંજ વિશે પણ એવુંજ છે. ઇતિહાસનો મુંજ સ્ત્રીલંપટ હતો કે નહિ એ વાત તો ઠીક પણ ખરેખાત તો એનામાં બીજા દુર્ગુણો પણ હતા. કુમાર

ભોજને મારાઓ પાસે મારી નંખાવવા તૈયાર થનાર એ જ નરરાક્ષસ. એને જ ભોજે કહ્યું હતું કે **नैकेनापि गता कदा वसुमती मुंज त्वया यास्यति.** આવા મુંજમાં પ્રો. ભીડે જેવા કેમ આસક્તિ કરી બેસે છે એ સમજવું અઘરૂં નથી. એક કારણ તો એ કે ઇતિહાસને આપણે કલ્પનાની દૃષ્ટિથી જોઇએ છિયે. બીજું કારણ એ છે કે સાધારણ રીતે માણસમાં એક ગુણ હોય તો ત્હેનામાં બધા સદ્ગુણો હોય જ અને એક દુર્ગુણ હોય તો તે સર્વ રીતે પાપી છે એમ આપણે માની લઇએ છિયે. પ્રજ્ઞાના લગ્ન થયાં તે પહેલાં નાગેન્દ્રને એણે જોયો હતો. એ ઘણી રીતે સારો છે એટલે પ્રજ્ઞાએ માની લીધેલું કે બધીજ રીતે એ સારો હશે: પછી એક મીટીંગમાં નાગેન્દ્રને કાંઇક બોલવાનું આવ્યું ને એનાથી બરાબર બોલાયું નહિ એટલે એ બીચારી નિરાશ થઇ ગઇ. આવું છે. આમ રણધીર યોદ્ધો મલિન હૃદયનો હોઇ શકે; કવિકુલપોષક રાજા ભ્રષ્ટ પણ હોય. આપણી સાદી જિંદગીમાં પણ એવોજ અનુભવ થાય છે. કોઇને જૂઠું બોલવાની ટેવ હોય એટલે તે બધી રીતે ખરાબ હોવોજ જોઇએ એમ આપણે માની લઇએ છિયે: પણ કદાચ તે ભડવીર પણ હોય: કવિ પણ હોય: સાક્ષર પણ હોય. ઇતિહાસનો મુંજ પ્રચંડ શક્તિવાળો હતો તેથી એ આદર્શ રાજા અને તેથી વધારે-આદર્શ માણસ હતો એમ માની લેવું એ તો ઇતિહાસનું અને જીવનનું અજ્ઞાન જ બતાવે છે. અને એ ગમે તેવો હોય તો પણ વિક્રમની "ખુરશી" પર કેમ બેસી શકે નહિ એ સમજાય એવું નથી. વિક્રમના રાજતખ્ત તરફ એ લાગણી પૂજ્યભાવ દર્શાવે છે પણ સાથે સાથે ઇતિહાસ અને જિંદગીનું

અજ્ઞાન પણ જણાવી દે છે. અને પ્રો. ભીડે ભોજરાજાને તો આર્ય સંસ્કૃતિની મૂર્તિ ગણે છે. સંસ્કૃતિ અને આર્ય સંસ્કૃતિ વિશે ઘણાને એવા વિચિત્ર ખ્યાલો હોય છે કે આથી મ્હને બહુ નવાઇ ન થઈઃ ખેદ એ થાય છે કે આવા વિદ્વાન માણસો કેમ આવા ભ્રમ રાખતા હશે? શું કરીએ?

ભોજ વિષે અનેક કલ્પનાઓ છે. ' કયાં રાજા ભોજ ને કયાં ગાંગો તેલી' એ કહેવત તો ત્હમે સાંભળી હશે. એક કવિતા માટે ભોજ સવા લાખ રૂપિયા આપતો, એ દંતકથા પણ ઘણી વાર આપણે સાંભળી છે. ભોજના—એ આર્ય સંસ્કૃતિની મૂર્તિરૂપ, વિક્રમની ગાદી પર વિરાજેલા, આર્ય રાજા ભોજના—જીવન સંબંધે 'ભોજપ્રબંધ'માંથી મ્હને નવનીતે થોડોક ભાગ વંચાવ્યો હતો. " જુઓ, કર્પૂર બડાસ મારતો હતો પણ ભોજરાજા કેવો હતો તે કહું:

એક વખત ભોજે કાળિદાસને દરબારની ચમર ઢોળનારી વેશ્યાનું વર્ણન કરવાનું કહ્યુંઃ પછી પોતે ત્હેનું વર્ણન કરે છે

**वदनात् पदयुगलं ते प्राणादधरदंतपंक्तिश्च**
**कचतः कुचयुगलं वै लोचनयुगलं च मध्यतः स्रंसति ॥**

અમારે ત્યાં એક પાણી ભરનારી કામે આવતી હતી. ખુશાલે ત્હેને જોઇ એક વાર કહ્યું:

**इयं सुस्तनी मस्तकन्यस्तकुंभा कुसुंभारुणं चारुचेलं दधाना ।**
**समस्तस्य लोकस्य चेतः प्रवृत्तिं गृहित्वा घटेन्यस्य यातीव भाति॥**

તે પછી ખુશાલને અમારા ઘરમાં આવતો મ્હારી બાએ બંધ કરી દીધો. જો કે મ્હને લાગે છે કે ભોજના વર્ણન કરતાં ખુશાલનું વર્ણન વધારે સંસ્કારી હતું.

એ આર્યરાજા ભોજે એક સુકુમાર અને મનોહર અંગોવાળી ગોવાળની દીકરીને કહ્યું: "આ ત્હારે માથે તેં શું ઉપાડયું છે?" તે કમળભાઈ, ગોવાળની દીકરી ગમે તે લઇ જતી હોય ત્હેને વારી રાખી એ આર્યરાજા ભોજને સવાલો પૂછવાનું શું કામ હતું?"

મેં કહ્યું: "સારૂ સારૂ. આગળ વાંચ."

"પછી પેલી કહે છે: આ છાશ જુવાન સ્ત્રીને હાથે મથાયેલી અને ત્હમારા તાપને શમાવે એવી છે. એટલે ભોજરાજા ખુશ થઇ ગયા અને પુછયું: 'સુન્દરી, ત્હારે શું જોઇએ છે?' કાંઇક ફુટેલી જુવાનીવાળી અને મદથી પરવશ થયલી, મોહથી વ્યાકુલ નેત્રવાળી ગોવાળની દીકરી બોલી: "મહારાજ હું કુંવારી છું" એ સાંભળી ચિત્તમાં ચમત્કાર પામેલા (**चमत्कृतः**) આર્યરાજા ભોજે ત્હેનો સ્વીકાર કર્યો, (**तां स्वीकृतवान्**).

જોયું ને, ભોજરાજા આવા ચમત્કારી હતા. એકવાર સીતા પંડિતાને કહે છે: "સંભોગનું વર્ણન કરો" મ્હને તો લાગે છે કે એ આર્યરાજા ભોજ કરતાં તો આજનો સાધારણ માણસ પણ વધારે સંયમી ને સંસ્કારી છે"

એ વાંચી રહ્યો એટલે મેં કહ્યું: "પણ આ કયાં ઇતિહાસ છે? 'પ્રબંધચિંતામણિ' ઓછો ઇતિહાસનો ગ્રંથ છે?"

"એ જે છે તે એ" નવનીતે કહ્યું "પણ મુનશીનો મુંજ વિષયાસકત નથી. એ તો આ લોક મુનશીની કલ્પના સમજતાજ નથી'.

"તે કેમ?" મેં પુછયું.

"જુઓને એક કળાકૃતિને આપણી રુચિ–અરુચિ પ્રમાણે નહિ પણ એના લેખકના વિચારો દ્વારા જાણવી જોઇએ ખરું ને? અને મુનશીએ તો "દૈવી," "તેજ" એવા માનવાચક શબ્દો મુંજ વિશે વાપર્યા છે એટલુંજ નહિ પણ બીજાં પાત્રો પણ મુંજને માનની દ્રષ્ટિથી જુએ છે.

વિલાસ કહે છે; બા, કેવો અદ્ભુત પુરૂષ છે!
ભોજ કહે છે: કવિરાજ આ મુંજ તે કૈં માણસ છે.
કવિ કહે છે; ના, દેવ છે.

અને કઠોર વ્રતધારી, એના દુસ્મનની બ્હેન, પેલી ઘરડી કદરૂપી અને પ્રચંડ સત્તાધારી, તાપસી મૃણાલ પણ કહે છે.

પૃથ્વીવલ્લભ, ત્હમે મ્હને ગાંડી કરી નાંખો છો. બોલો શું કરૂં? તમે અદ્ભુતછો.

મુજનું કલાવિધાન સમજવા માટે આપણે આપણાં ચશ્માં બદલવાં જોઇએ."

મેં કહયું; "પ્રો. ભીડે શું કહે છે તે ખબર છે? એતો કહે છે કે મુંજ શું છે એ સમજાતુંજ નથી. એની મદમત્તતા અજ્ઞેય છે."

"હા" નવનીતે કહ્યું "પણ એ સમજાય નહિ એથી ખોટી છે એમ શાથી કહેવાય? એણે બીચારાએ શું કર્યું? એક વિધવા જોડે એણે અનાચાર કર્યો એટલુંજ ને? તે વિલાયતમાં તો વિધવાઓ પરણે છેઃ તે પાપ નહિ? આપણે ત્યાં પુરુષો ફરી પરણે છે ને સ્ત્રી પરણે તો તે નરકમાં જાય છે. કૈં વાત છે?"

"પણ મૃણાલ ક્યાં પરણે છે?" મેં પુછ્યું.

"અરે નારે, કૈં પરણી નથી; અમસ્તા આ લોકે હોહા કરે છે; અને પરણી હોય તો યે શું? એમાં કૈં અપવિત્રતા નથી."

"એમ!" મેં રસે ચઢાવવા કહ્યું.

"હા, વળી. એકપતિ ને એકપત્નિવ્રત પવિત્ર જીંદગી માટે અનિવાર્ય નથી; સ્ત્રીપુરૂષના વ્યવહારને ધર્મ જોડે શું લેવા દેવા? એ બધા સુંદર આદર્શો છે. સમાજની પ્રગતિના પાયારૂપ છે. અને તેથી આપણે સંસ્કારી છિયે. એ નહિ રહે પછી આપણી હયાતી નહિ રહે એ ખરું, પણ એજ કાંઈ ધર્મ નથી. એને જો ધર્મ તરીકે ઠોકી બેસાડવામાં આવશે તો બંડ કરવું પડશે."

મ્હને ખૂબ હસવું આવ્યું હતું. એક જુવાન છોકરો એક નજરે જોવા માંડે એટલે એને બીજું કાંઇ જણાતું જ નથી. મુંજ તો કોણ જાણે પણ જુવાની તો ખરેખર

અદ્ભુત છે. અમુક લાગણી થાય એટલે એને સિદ્ધ કરવા જુવાન માણસ આસમાનના તારાઓ પણ વીણી લાવવાને તૈયાર થઈ જાય છે. એમ ન હોત અને ઘરડાઓ પેઠે આગળ પાછળના બધા વિચારો કરીને એ લોક કામ કરતા હોત તો કુરૂપી છોકરીને કોણ પરણતે?

મેં કહ્યું; "પણ સંસ્કૃતિ જેમ જેમ વધે છે તેમ તેમ આપણા આદર્શો ઉચ્ચતર થતા જાય છે. આપણે એકપતિ–એક પત્નિવ્રતનો આદર્શ સ્વીકાર્યો છે. આપણે જો એ આદર્શ પાળીએ નહિ તો આપણે એટલા હલકા જઈએ છિયે."

"ના, ના, એવું કૈંજ નહિ" એ બોલી ઉઠયો. "દ્રૌપદીને પાંચ પતિ હતા. કર્ણ કુંવારી કુંતાનો પુત્ર હતો; વ્યાસજી પણ વ્યભિચારમાંથી જન્મ્યા હતા. તે શું એ લોક સંસ્કૃતિમાં ઉતરતા હતા એમ? મત્સ્યપુરાણમાં બૃહસ્પતિ ઋષિનું દષ્ટાંત તો એથીયે વધારે અશ્લીલ છે. એ ઉપરથી તો જણાય છે કે આર્યાવર્તના સમર્થ ઋષિમુનિઓ પરસ્ત્રીગમન કરવા છતાં પવિત્ર, આધ્યાત્મિક જીવન ગાળતા હતા."

હું નવનીતની દૃષ્ટિએ જોઉં છું ત્યારે ઘડીભર મ્હને આ સત્ય લાગે છે. એટલું તો ખરું છે કે લગનની સંસ્થા જન્મ પામી એમાં ધર્મને કાંઈ સંબંધ હતો જ નહિ; પાછળથી આપણી સંસ્કૃતિ વધી, અને લગ્નને સુન્દર સ્વરૂપ આપ્યું એ જૂદી વાત છે. બાકી લગ્નમાં અને જીવનમાં ધર્મને નામે જે ધતિંગો ચાલે છે એ અસહ્ય છે. અને કોઈ આ જોતું પણ નથી. આજે તો કેવળ વિચાર ખાતર કોઇ એકપતિવ્રત

વિરુદ્ધ મત આપે તો લોક હ્હેને પીંખી નાંખે છે. નવનીત એ આદર્શોની વિરુદ્ધ નથી. એ સુન્દર અને ઉચ્ચ આદર્શો છે એમ તો એ પણ કહે છે. છતાં એ બોલ્યો તે મ્હને પણ ખૂંચે છે. Scientific analysis ની ખાતર પણ આવું કોઈ કહે એ આપણને નથી ગમતું. આમજ આકાશ-માં સ્વર્ગ છે; ત્યાં બ્રહ્મા, મહેશ, ઇન્દ્ર અને અપ્સરાઓ રહે છે એ રમણીય કલ્પનાથી આપણે એવા ટેવાઇ ગયા છિયે કે વિજ્ઞાન શાસ્ત્રી એમ કહે કે આકાશમાં તો કાંઈ છેજ નહિ; ચન્દ્ર દેવ નથી પણ એક મ્હોટો ગોળો છે—એવું એવું આપણને નથી ગમતું અને એ અંતરમાં ખૂંચ્યા કરે છે. આપણને રુચે હ્હેને જ સત્ય માનવાની આપણને જૂના કાળથી ટેવ પડી છે. એટલે સત્યને સાચા સ્વરૂપમાં સ્વીકારવા કે જોવા આપણે આનાકાની કરીએ છિયે. આથીજ નવનીત ની વાત મ્હારે ગળે ઝટ નથી ઉતરતી. કદાચ આનું કારણ આપણી Old hyper—moral psychology હોય. કદાચ આને લીધે જ નવનીત કહે છે તેમ આજે:

Weakness is falsified into merit, impotence into goodness, timorous baseness into humility અને કદાચ એ મનોદશાને લીધેજ જે કળાકૃતિ સ્વીકારાયલી નીતિ અનુસાર ન હોય તે અગ્રાહ્ય ગણીએ છિયે. એ વખતે આપણે એટલું ભૂલી જઇએ છિયે કે જેને આપણે સત્ય નીતિ અને ધર્મ માની બેઠા છિયે એ માત્ર આપણે સ્વીકારેલી કલ્પનાઓ છે. What is Truth ? To know it one must imagine myriads of

falsehoods. In religion, it is simply the opinion that has survived.

આ સ્વીકારીએ એટલે કે આપણી દષ્ટિને જરાક વિશાળ અને ઉદાર કરીએ અને નવનીત જેવા જુવાન વાચકની દષ્ટિએ જોઇએ તો પૃથ્વીવલ્લભ મુંજ અદ્ભુત લાગે છે.

+

એક દિવસ સાહિત્યમાં આદર્શો કેવા હોવા જોઇયે એ પ્રશ્ન અમે ચર્ચતા હતા. બધે થાય છે તેમ એક વિષયથી અનેક વિષયોની ચર્ચા ચાલી. એમાં એક જણે કહ્યું કે મુંજ ભલે સુંદર કલાકૃતિ હોય પણ એમાં ધર્મનું તત્વ નથી, એમાં જનતાને ઉપયોગી થાય એવું કાંઈ નથી માટે એ ત્યાજ્ય હોવી જોઇએ.

તે દિવસ ઘણી ચર્ચા થઈ હતી. બધાએજ લગભગ એમ નક્કી કરી દીધું કે કળાકાર જો ઉપયોગી આદર્શો રજુ કરી શકે નહિ તો ત્હેની કળાની કૈં જરુર નથી. આ જૂનો વિષય છે. કળા—Art vs. Utility: Art vs. Religion એ તો કૉલેજમાં ભણુતા ત્યારથી અમે ચર્ચતા આવ્યા છિયે. વિલાયતમાં પણ કળાની સામે આવો વિરોધ થયો હતો–Puritans નો–બેઉ પક્ષો ખરા અને ખોટા છે. જ્યારે જ્યારે ધર્મનો દંભ વધે છે ત્યારે કલા બંડ કરે છેઃ જ્યારે કલા પોતાની સીમા ઉલ્લંઘે છે ત્યારે ધર્મ હાથ ઉંચા કરે છેઃ માણુસજાતિના ઇતિહાસમાં આમ ચાલ્યાંજ કરે છે. અત્યારના ગુજરાતમાં કિયું તત્વ વધારે છે એ કલ્પવું કઠણ છે.

કેટલાક એવા વિદ્વાનો પણ છે જે Puritans પેઠે જીવનને એકજ દૃષ્ટિથી જુએ છે: સદ્‌વર્તનથી. શું સારૂં–સદ્ અને શું ખોટું એ કેટલું અચોકકસ છે એ તો ઉપર ક્યાંક લખ્યું છે. પણ માની લઈએ કે to be Good is necessary છતાં જીંદગી એટલે સદ્‌ગુણો–સદ્વર્તન બીજું કાંઈ નહિ: એ માન્યતાને અમુક અંશે રોકવી જોઈએ. એક અંગ્રેજ વિદ્વાને કહ્યું હતું કે Human conduct does not fill the universe and its consideration should not monopolise man's consciousness......It is bathos to suppose God concerned only with the problem of our behaviour and that chiefly under temptations to selfish excess. He has surely set us on a larger stage in the world whose meaning may centre for us but cannot be exhausted in the problem of our faithfulness to the recognised duties of our religious and social life.

શૉપનહોર લખે છે કે In the act of aesthetic perception the will has absolutely no place in consciousness. આને ટેકો આપતાં એક વિદ્વાન કહે છે કે The intelligence is then released from the practical ends of life in order that it may abandon itself wholly to the

perception of things in themselves and apart from their possible use.

આની વિરુદ્ધ Forsyth કહે છે કે Art is often careless of the moral Foundations of Life. It can even cast a glamour about evil and make sin doubly engaging.

માલ્કમ સ્પેન્સર આનો જવાબ આપે છે કે But then so too, may religion.

As Beauty may be a siren to lure man to his destruction, so, too may knowledge, if it be not controlled by an ideal inclusive of all life's values: and though the puritan fails to see it, even morality is in this respect, in the same boat with beauty and knowledge.

બીજી બીજુથી Forsyth કહે છે તેમ આપણા કેટલાક કલાકારો " even cast a glamour about evil and make sin doubly engaging." આમ બેઉ પ્રકારના માણસો ગુજરાતમાં છે.

મ્હને તો લાગે છે કે સૌન્દર્ય—કલા, જ્ઞાન, નીતિ—એ બધાંની એકતા ન હોય તો જીંદગી એની ધરેડમાંથી આડી ઉતરી જાગે.

As knowledge may pervert so morality may choke the spirit of men if it sets up to be itself alone the sole arbiter of man's life and sum of all life's values.

મ્હમારો દત્તુ તે દિવસે હાજર હતો. એ પણ મહા ચબરાક છે. એણે કહ્યું: "એ તો એમ છે કે એક સર્વગુણ-સંપન્ન સ્ત્રી હોય પણ તે કોલસા જેવી કાળી હોય: એને એક આંખ ન હોય: નાક વળી ગયું હોય: કદ વિચિત્ર હોય: અવાજ ખોખરો હોય અને બીજી બધી રીતે કદરૂપી હોય તો એના ગુણો કૈં આપણને તો બહુ આકર્ષે નહિ: તેમ બીજી બાજુથી ભાર્યા રૂપની જ્યોત હોય પણ પરની પ્રેમી હોય તો એ સામે ઘણા કલાપૂજક પતિઓ પણ વાંધો ઉઠાવે છે. જો સદ્ગુણ એ બધું હોય તો દરેક નીતિવાદીએ સદ્ગુણી પણ કદરૂપી સ્ત્રી પરણવી જોઈએ; ને જો સૌન્દર્ય એ બધું હોય તો પોતાની સુન્દર પત્ની પરપ્રેમ રાખે એમાં કલાપ્રેમીએ વાંધો કાઢવો જોઇયે નહિ."

લગભગ એવું જ છે. દત્તુએ એની રીતે સાર સારવ્યો લાગે છે. જિંદગીમાં કલા કે નીતિ એ બેમાંથી એક આગળ વધી જાય એ ઇષ્ટ નથી; બેઉ સહચારી હોવાં જોઇયે. નીતિ માણસની જિંદગીમાં જરુરી છે પણ તે સર્વભક્ષી થઇ જવી ના જોઈયે; અને ગથિ કહે છે તેમ Art should be man's comrade, not his guide. As a guide, art is too little sensitive to man's moral goal.

અમે આ વાત કરતા હતા ત્યારે એક ગમન કરીને ઉછરતો ચિત્રકાર ત્યાં બેઠો હતો. ત્હેણે પુછયું:

"આ ગોળગોળ વાતમાં મ્હને તો સમજ ન પડી. નીતિ ને કલા બેઉ હોવાં જોઇએ એટલે શું? કલાકૃતિમાં નીતિ છે કે નહિ એ કેમ જણાય?"

કર્પૂરે કહ્યું; "કેમ વળી, આ પૃથ્વીવલ્લભમાં નીતિ નથી; એકલી કળાજ છે: સરસ્વતીચન્દ્રમાં નીતિ વધારે છે, કળા ઓછી છે; શાકુન્તલમાં નીતિ અને કળા બેઉ છે."

"પણ" ગમને પુછયું "હું એક ચિત્ર દોરૂં ત્હેમાં નીતિ આણવી હોય તો મ્હારે શું કરવું જોઇયે? હું હમણાં જ એક ચિત્ર દોરી રહ્યો છું: એમાં પતિ–પત્ની પ્રથમ વાર મળે છે એ મંગળદર્શનનો વિષય છે. હવે હું શું કરૂં?"

"જો એઈ" નવનીતે કહ્યું. "એનું કાંઈ નહિ. એ તો બરાબર છે. હવે એની નીચે તું "રાધાકૃષ્ણ" એટલું નામ લખી દેજે એટલે બેડો પાર; એટલે નીતિ આવી જશે."

મ્હારે એને રોકવો પડયો. "જુઓ," મેં કહ્યું "નવનીત કહે છે એનો અર્થ તો એટલોજ કે કલાકૃતિ સર્જવામાં ત્હમારો હેતુ ઉપયોગી છે. પણ એજ કાંઈ બધું નથી. ત્હમારી આખી કલ્પના ઉચ્ચ હોવી જોઈએ—એનો પ્રસંગ એકલો નહિ. માત્ર અધમ વૃત્તિઓને બહેલાવવાના હેતુથી એક કલ્પના કરો એ કદી સાચી કળા ન કહેવાય. ત્હમે કલાકૃતિ સર્જવા બેસો ત્યારે ત્હમારો આખો Pers-

pective ( દષ્ટિક્ષેત્ર ) ઉચ્ચ હોવો જોઇએ. રાધા અને કૃષ્ણ કલ્પો છતાં ત્હમારૂં અંતર ઉજમાળું નહિ હોય તો એમાં અનીતિ પેશી જશે."

આ વાત એને હું બરાબર સમજાવી શક્યો ન્હોતો પણ એનું એક ઉદાહરણ હું આપું છું. અમારે ત્યાં એક જલસો હતો તેમાં હરિહર જોડે એક દક્ષિણી જુવાન–સીતારામ કરીને આવ્યો હતો. બધું મંડળ બે ભાગમાં વહેંચાયું હતું–એક તરફ પુરુષો ને બીજી તરફ સ્ત્રીઓ બેઠાં હતા. સીતારામ એક ખુણે બેઠો હતો. બધાં ગયાં પછી માલતીએ મ્હને કહ્યું કે 'પેલો સીતારામ કાલે આવવાનો છે ? તો અમે નહિ આવીએ."

મેં પુછ્યું: "કેમ, કાંઇ કર્યું હતું ?"

"કરે તો શું ? પણ એનો રંગઢંગ ખરાબ હતો." ત્હેણે કહ્યું.

સીતારામે કૈં જ કર્યું ન્હોતું; છતાં ત્હેના રંગઢંગ પરથી, આંખ–નાક, બેસવાની–જોવાની ઢબ એ સૌમાંથી એકએક નહિ પણ એ બધું મળી જે રંગઢંગ, જે વાતાવરણ ઉત્પન્ન થાય છે એ ઉપરથી માલતી ચેતી ગઇ હતી. કલાકૃતિમાં પણ એવું જ છે– પ્રસંગો, વર્ણન, હેતુ, ચિત્રણ એવું એક એક નહિ પણ એ બધું અને ઉપરાંત "કૈંક" એવું હોય છે જે ઉપરથી તે ઉંચી કે નીચી ભૂમિકાની છે એ જણાઇ આવે છે. એ કૈંક તે કલાકારનું વ્યકિતત્વ. અલબત્ત

એમ તો છે જ કે આ ઉંચી અને આ નીચી જાતની કલા છે એમ પારખવાની કસોટી આખરે તો વ્યક્તિગત છે.

× * ×

પ્રો. ભીડે એમ માને છે કે મુંજનું જીવન સ્ત્રીમય જ છે. માણસ એકવાર એક નજરે જોવા માંડે એટલે એને બધું એકતરફીજ જણાય છે. **कामी स्वतां पश्यति** એ આ મનોદશાનું સારૂં દૃષ્ટાંત છે. જીવન અને નીતિના આદર્શ તરીકે જોઇએ તો મુંજને ચેકી કઢાય એમ છે; આવા પાત્રાલેખનથી મુનશીએ લોકકલ્પનાને ચૂંથી નાંખી છે એમ કહીયે તો કંઇક રીતે વાસ્તવિક છે; પરન્તુ એનું આખું જીવન સ્ત્રીમયજ ચિતર્યું છે એમ તો કહેવા ઇચ્છીએ તોયે કહેવાય એમ નથી. પ્રસ્તાવનામાં પણ લેખકે એનાં યશોગાન ગાયાં છે; પણ એ તો પ્રસ્તાવના છે. હું પુસ્તકમાંથી ઉતારા આપું:

મુંજની છેવટની ઘડી છે; હાથીના પગતળે, કુતરાંનાં મોતે મરવાનો મુંજનો વારો આવે છે ત્યારે મુંજને મૃણાલનો કે સિપ્રાતરંગોમાં નહાતી અવન્તીની મદભર સુંદરીઓનો વિચાર નથી આવતો.

"કેમ ગભરાયા ? તૈલપ પુછે છે.

"પૃથ્વીવલ્લભ ગભરાય તો પૃથ્વી રસાતળ જાય, ગાંડા. એતો એક વિચાર આવ્યો." મુંજ કહે છે.

"શો ?"

"કે બીચારી સરસ્વતીનું શું થશે."

**लक्ष्मीर्यास्यति गोविन्दे**
**वीरश्री वीरवेश्मनि**
**गते मुंजे यशःपुंजे**
**निरालम्बा सरस्वती ॥**

આટલુંજ નહિ; એને રાજ્યલક્ષ્મીની પરવા નથી;

"મહારાજ આપ વિના અમે કેમ રહી શકીએ ?" ભોજ કહે છે.

ત્યારે મુનશીનો મુંજ ઉત્તર આપે છે;

"ગાંડા, તો પછી તું કયારે રાજ્ય કરશે ?

આ વિગતમાં તો મુનશીનો મુંજ ઇતિહાસના મુંજ કરતાં ચઢીયાતો છે. મુંજનાં વીરશ્રી, ધીરજ અને શૌર્ય પણ અદ્દભુત છે; ભીલ્લમ યુદ્ધ વર્ણન કરે છે;

કયાં મુંજ ને કયાં મહારાજ ! ત્રૈલોકય આખું યુદ્ધ જોઇ રહ્યું. આખરે મુંજરાજે ઠોકર ખાધી ને મેં પકડયો.

મુંજની ધીરજ અને સહનશકિત પણ ત્રિલોક જોઇ રહે એટલાં અપૂર્વ છે. ત્હેને ડામ દેવાય છે ને પિંજરામાં પૂરે છે; ત્હેને હાથીના પગતળે ચગદાવે છે છતાં ત્હેની અપૂર્વ અડગતા, ત્હેની આંખનો પ્રભાવ, ત્હેની પૃથ્વીવલ્લભતા તો સદૈવ કાયમ રહે છે.

"અરે, પણ કાલ શું થશે !" ત્હેને છોડવવા આવેલા ભોજે કહ્યું.

"શું થશે ? સૂર્યનો ઉદય ને અસ્ત" બેદરકારીથી મુંજે કહ્યું.

\+ + +

"મેં તો ગુસ્સામાં કહ્યું હતું કે પૃથ્વી આની સાથે આવશે પણ એ તો જરૂર આવશે જ એમ માની બેઠા છે." ભોજ કહે છે.

"એજ એની ખુબી છે."

જે હાથીના પગતળે ત્હેને ચગદાવાનું હતું તેને સંબોધી મુંજ કહે છે; "ગજરાજ, રાજાઓમાં ગજ જેવો હું ત્હારી સામે ઉભો છું–" અને આમ કહી સુખેથી તે મૃત્યુને ભેટે છે.

\+ + +

મુંજ આવી કલ્પનાઓ વડે સરજાયો છે. એ કલ્પનાઓ અસામાન્ય છે. કોઇ સાહિત્યમાં આવું અપૂર્વ પાત્ર અસ્તિત્વ માં હોય એવું જાણુમાં નથી. પૃથ્વીવલ્લભમાં મુનશી કળાને ઘણી ઉંચી ભૂમિકા પર લઇ ગયા છે એમ તો કહેવુંજ પડે છે. એ ખરું કે મુંજની ઓળખ થાય છે ત્યારે જે આશા ઉત્પન્ન થાય છે તે પાછલા ભાગમાં અદૃષ્ટ થાય છે; જે height અને જે વિશાળતા પહેલાં જણાય છે તે કોણ જાણે કેમ પછી નથી જણાતાં. કર્પૂર કહે છે કે બસો પાંચસો વીજળીના દીવાઓ અને દશ–બાર વાજાંઓવાળો વરઘોડો આવવા માંડે ને પછીથી ઘાંચી–ગોલાનો વરરાજા આવે એથી આપણે જેટલાં નિરાશ થઈ જઇએ તેવું આમાં થાય છે. એટલું બધું તો નથી. એટલું ખરું કે મુંજના પાત્રાલેખનમાં કાંઇક looseness લાગે છે; પણ મ્હને એ લાગણી થાય છે એમાં મ્હારી Conventionality કેટલી હદ સુધી જોખમદાર છે એ સમજાતું નથી.

અશકય છે છતાં આપણી બધી માન્યતાઓને, આપણા સિદ્ધાંતોને પળવાર દૃષ્ટિ આગળથી દૂર કરીયે તો મુંજ અદ્દભુત પણ લાગે છે. અને નવનીત કહે છે એ તો ખરુંજ છે કે મુંજનું વલ્લભત્વ મૃણાલને તાબે કરનારનું ન્હોતું; ઉત્તર હિંદમાં સામ્રાજય સ્થાપનાર, આર્ય સંસ્કારના કેન્દ્રસ્થાન અવન્તીના ધણીનું ન્હોતું; સોળ વાર તૈલપને નમાવનારનું ન્હોતું; અનેક કવિઓને આશ્રય આપનારનું ન્હોતું; એ વલ્લભત્વ "ભોંય પર છતાં સિંહાસન પર હોય, કેદમાં છતાં મહેલમાં હોય તેમ નિરાંતે બેસનાર," સ્વર્ગ કે નર્કના બેદરકાર વલ્લભનું; સૃષ્ટિનો રસ ચાખતાં જેની એક પળ નથી દુઃખમાં ગઈ કે નથી એક પ્રસંગ જીવનનો લ્હાવો લીધા વિનાનો ગયો; પ્રસંગે પ્રસંગમાંથી, પળેપળમાંથી જેણે રસ ચૂસ્યો છે એવા પૃથ્વીવલ્લભનું છે.

મુંજ કહે છેઃ હમણાં અનુભવું છું તેથી સ્વર્ગે વધારે સુખ નથી ને નરકે જતા તે ઓછું થવાનું નથી.

એ જુઠ્ઠાણું મ્હારી આગળ ચાલશે ? મૃણાલ પુછે છે.

શા માટે જુઠું કહું ?

ત્હમારી અધમતા છૂપાવવા.

અધમતા ? કયાં છે ? હું તો હતો એવો જ છું.

કોણ ?

પૃથ્વીવલ્લભ.

હવે ? તું ? પૃથ્વીવલ્લભ તો એ બેઠો મહેલમાં.

મુંજ પુછે છે : કોણે કહ્યું ?

આખી દુનિયાંએ.

ત્યારે દુનિયાં જખ મારે છેઃ જે સુખ હું મ્હારા પ્રાસાદમાં અનુભવતો હતો; જે આનંદ હું વિજયમાં અનુભવતો હતો તેજ હું પરાજયમાં માનું છું; પૃથ્વીનો વલ્લભ હું ત્યારે હતો તેવો જ હાલ છું.

પ્રો. ભીડે પોતે પણ તૈલપને પૃથ્વીવલ્લભ માને છે પણ મુંજ મૃણાલને તો શિખવાડે છે કે તૈલપ ભલે જેતા હોય; વલ્લભ તો પોતે છે. જગતનું સ્વામિત્વ તો વેદાન્તીના મને તેમ મુંજના મને તુચ્છ છે.

આ વલ્લભતા આકર્ષક છે. બધાંનેજ એ આકર્ષે છે. મૃણાલથી માંડી પેલી ન્હાની છોકરી અને એના દુશ્મન તૈલપના નગરજનોએ પણ એ સ્વીકારી છે. પિંજરામાં ઉભાં ઉભાં, દુશ્મનના સૈનિકોને લાત મારનાર મુંજને શ્રદ્ધા હતી કે લોકો ત્હેની વલ્લભતાથી અંજાશે. અને એમ થાય છે પણ ખરૂં. લોકો દ્વેષ ભૂલી જાય છે. પેલી છોકરીને મુંજ મનાવી લે છે અને એ બધાં પાસે ગવાડે છે કે

તૈલપતણી નગરી સદા રસ ગાનતાન વિહીન છે<br>
તે પૃથ્વી કેરા નાથના પદસ્પર્શથી રાચી રહે.

આ પૃથ્વીવલ્લભ મુંજ જેણે ભીખ માંગી ને સિંહાસનો દાનમાં દીધાં; રમણીઓના રસભંડાર લૂટયા ને શ્રુતિવાકયોનો પાઠ કરતાં દેવોને પણ દુર્લભ એવી તપશ્ચર્યા આદરી.

ઘડીભર સ્તબ્ધ થઇ જવાય એવું છે, નહિ ?–કોઇક સુન્દર સ્ત્રી મધુર કંઠથી ગાઇ રહે અને સાંભળનારને ઘેન

ચઢે એવું. આવા પ્રસંગોએ શું સાચું અને શું ખોટું એ ભૂલી જવાય. છે.

× × × ×

બરનાર્ડ શોએ બે પ્રકારના નરપુંગવો કલ્પ્યા છે;

" The second whose eyes are in the back of his head, is the man who declares that it is wrong to do something that no one has hitherto seen any harm in.

The first whose eyes are very longsighted and in the usual place, is the man who declares that it is right to do something hitherto regarded as infamous.

The second is treated with great respect by the army. They give him testimonials, name him the Good Man and hate him like the Devil.

The First is stoned and shrieked by the whole army. They call him all manner of opprobrious names, grudge him his bread and water and secretly adore him as their Saviour from utter despair.

Second Pioneer Proposition; it is wrong to kill animals and eat them.

First Pioneer Proposition: it is not wrong to take your sister as your wife. "

આપણે બધા Second Pioneer–The Good man થી ટેવાયા છિયે. એથી આજે મુંજ પણ First pioneer પેઠે is stoned and shrieked by the whole army. છતાં મુંજ એઉ કરતાં જુદો છે—કદાચ ચઢીયાતો પણ છે. મુંજ અહિંસાત્મક નથી; તેમ બ્હેનની જોડે લગ્ન થઇ શકે એમ પણ એ નથી કહેતો; એને મન તો હિંસા–અહિંસા બધું જ સરખું છે. એની ફીલસુફી લગભગ વૃદ્ધ ઉમ્મર ખય્યમની ફીલસુફી જેવી છે:

Ah, fill the cup; what boots it to repeat
How Time is fleeting underneath our feet;
Unborn Tomorrow and dead Yesterday-
Why fret about them if Today be sweet?

વેદાન્તી ધર્મવૃત્તિને બદલે રસિકવૃત્તિવાળો હોય તો મુંજ જેવો થાય, એમ કોઇ કહેતું હતું. એ તો કોણ જાણે; ભાગ્યે કોઇ પણ એ વાત માન્ય રાખશે. શૉ કહે છે તેમ A guilty Society can more easily be persuaded that any apparently innocent act is guilty than that any guilty act is innocent.

વેદાન્તી તો ખાસ નહિ પણ મુંજને જોઇ નિટ્શેનો Superman યાદ આવે છે.

મૃણાલ કહે છે: રાક્ષસ, તેં શાશાં પાપ કર્યાં છે?
મુંજ કહે છે; મ્હારે મનફાવતું મેં કર્યું છે.

નિટ્શેએ Superman આવોજ કલ્પ્યો છે.

The noble type of man regards himself as the determiner of values. He does not require to be ppproved of He passes the judgment. What is injurious to me is injurious in itselef. He knows that it is He Himself who confers honour on things. He is the creator of values. He honours whatever He recognises in Himself.

મુંજને બીજાની પરવા નથી. "પરવા શા માટે હોય? સેવક હોય ત્હેને પરવા; અધમ હોય ત્હેને પરવા. કદી સિંહ કે સિંહણને શરમાતાં જોયાં છે?"

The superman is also convinced that he is under no obligation to equals. It is the slave who is bound to look round, not He.

આપણા બધાં પેઠે મુંજની આ વૃત્તિ મૃણાલને નફટાઇ લાગે છે. જે આપણે તૈયાર કરેલા ચોકઠામાં બેશી ન જાય એને આપણે નફટ કહીએ છિયે. આપણે આગળ ચાલીએ.

The Superman helps the unfortunate but never or rarely out of pity but out of the impulse generated by the superabundance of power. મુંજ કહે છે: મેં પણ પરમાર્થ કર્યા છે; મેં પણ ગરીબોને તાર્યા છે પણ ત્હેના ભલા માટે નહિ—મ્હારી અહંસા સંતોષાતી હતી તેથી.

આમ આ બે નરપુંગવોમાં ઘણું સામ્ય મળી આવે છે. અને મુંજમાં જીતેન્દ્રિયના લક્ષણો પણ છે:

**श्रुत्वा स्पृष्ट्वा च दृष्ट्वा च भुक्त्वा घ्रात्वा च यो नरः।**
**न हृष्यति ग्लायति वा स विज्ञेयो जितेन्द्रियः॥**

એને આપણે જીતેન્દ્રિય તરીકે ભલે ના સ્વીકારિયે પણ એને વિષયલંપટ કહી ગાળો દઇયે તો કલ્પનાનું અતિદારિદ્રય આવી ગયું છે એમ તો લાગી જાય છે:

મુંજ સ્વર્ગ કે નરકમાં નથી માનતો: કલંકમાં નથી માનતો: પોતે પાપ કરે છે એમ નથી માનતો. એ તો કહે છે:

કલંક પાપીઓને હોય; ભ્રષ્ટ અશુદ્ધ હોય તે થાય. નિર્બળ હોય ત્હેનાં તપ પર પાણી ફરે. આનંદ સમાધિ અનુભવતાં કદીયે કલંક હોય નહિ કે ભ્રષ્ટ થવાય નહિ; એ તો તપની મહાસિદ્ધિ. આનંદની અરૂચિ એનું નામ રોગ.

નવનીત કહેતો હતો કે આપણા બધા પેઠે ધર્મ, સદ્‌ગુણ અને પવિત્રતાની પ્રાપ્તિની ધખસમાં એ જીવન વેડફી નથી દેતો કારણ કે

These great virtues, charity, pity, equality, love of peace, stringent moral virtues, the Thou–shalt–not–this–and–that would lead to the degeneration of the race if they became universal. They are not objectionable for certain classes of people such as lower types of beings and all those who are physiologically botched but not to be made compulsory.

આ સાંભળી મ્હને તો લાગ્યું હતું કે હું તો દશેક સૈકા પાછળ રહી ગયો છું. અલબત્ત, આ રસ્તે આગળ વધવાની મ્હને ઉમેદ પણ નથી. પણ એ જુદી જ વાત છે, મેં નવનીતને પૂછ્યું; "ત્યારે આપણે નિશાળમાં જ બાળકોને આવું શિખવાડવા માંડીએ ને સાચું બોલનાર છોકરાની વાત ટેક્સ્ટ બુકોમાંથી કઢાવી નાંખીએ કારણ કે એથી પ્રજા degenerate થાય છે."

ત્યારે નવનીતે કહ્યું "ના, એ જીવનવૃત્તિ બધાને આદર્શ યોગ્ય નથી. એમ કરીએ તો ન્હાનાં–ન્હાનાં જીવજંતુઓનો ભરેલો આ જનસમાજ છિન્નભિન્ન થઈ જાય. એ તો છે જ ને કે "મ્હોટાં સાથે ન્હાનો જાય તો મરે નહિ તો માંદો થાય."

"ત્યારે એ આદર્શ શા કામનો !" મેં પુછ્યું.

"તે આપણે બધાં જગની માયા જુઠી છે એમ કહીએ છિયે છતાં તે દિવસે હરદત્ત સંન્યાસી થવા માંગતો હતો

ત્હેને કેમ બધાંએ ના કહી ? એક આદર્શ ઉચ્ચ હોય પણ તે કાંઈ બધાને કામ નથી લાગતો. એવું જ આ સત્–ચિત્ અને આનંદની સિદ્ધિ મેળવનાર મુંજના આદર્શનું છે.” ત્હેણે કહ્યું.

મ્હારે તો કહેવું પડયું કે એ બધું મ્હને કૈં નથી સમજાતું.

× × ×

આ સમાહ પૂરી થયા પછી પણ મેં ઘણા વિદ્વાનો જોડે આ બધા સવાલોની ચર્ચા કરી હતી પણ મ્હને લાગે છે કે એનો પાર પમાય એવું છે જ નહિ. ઉમ્મર ખય્યમ કહે છે તેમ Came out by the same door as in I went. જીવન એટલું વિશાળ છે અને જીંદગીની આવી ગુંચો એટલી અટપટી છે કે કશામાં કૈં નિશ્ચય થતો જ નથી. આપણે બધા આપણી રુચિ–અરુચિથી દોરાઇએ છિયે. દેવયાની ફરી આવ્યાં ત્યારે મેં એમને આ કહ્યું એટલે એતો મ્હને કહે છે; એ બધી કડાકૂટ શા માટે કરો છો ? મુંજ જાણે તો હસી પડે. ચાલો, આપણે પણ વિલાસ ને મૃણાલ સાથે કહીએ કે “ મુંજરાજ, ત્હમે અદ્દ્ભુત છો.” અને સુન્દર દેવયાનીના મધુર આગ્રહને પળવાર વશ થઈ જઈ મેં પણ કહી દીધું કે “પૃથ્વીવલ્લભ, ત્હમે અદ્દ્ભુત છો.”

ચાલો, ત્યારે સાહેબજી :

લિ.

**કમળ.**

પોષ ૧૯૮૨

## સામયિક પત્રોનો પ્રવાહ

પ્રિય કીર્તિદા,

હા, સાગરિકા અહીં આવી ગઈ હતી. મેં કલ્પી હતી તે કરતાં એ તો ભારે ઉસ્તાદ છે આટલી ન્હાની ઉમ્મરે આટલું બધું ક્યાંથી શીખી આવી? એને પણ ગુજરાતીનો શોખ લાગ્યો હોય એમ જણાય છે. તાજેતરનાં માસિકો વગેરેના સાહિત્ય વિશે લખવાનું મ્હને કહી ગઈ છે. મેં આનાકાની કરી ત્યારે કહે છે કે:

કીર્તિદાને તો આટઆટલું લખો છો, ને મ્હને કેમ નહિ? પછી દમ આપીને ગઈ કે નહિ લખો તો ત્હમારી જોડે કોઈ દિવસ બોલીશજ નહિ. આવી સુન્દર છોકરી સાથે અબોલા રાખવાનું મન નથી થતું એટલે કૈંક લખું છું, અને એની સાસુની બ્હીક લાગવાથી તથા ત્હમને પણ રસ પડશે ધારી કાગળ ત્હમનેજ મોકલું છું; ત્હમે એને મોકલી આપજો.

સાગરિકા કહી ગઈ અને મેં લખવાનો નિશ્ચય કર્યો ત્યારે મ્હને જરાયે ખ્યાલ ન્હોતો કે આ કાર્ય કેટલું કઠણ છે. મારી સામે માસિકો ૬૦ નો મ્હોટો ઢગ પડયો છે. એમાં વાર્તાઓ છે, કવિતા છે, વિજ્ઞાન છે, તત્ત્વજ્ઞાન છે, ગપાટા છે ને બીજું ઘણું છે. અને એમાં ઘણું સુન્દર છે

ને ઘણું ખરાબ પણ છે. એ બધાં વિશે તો શું પણ એના એકાદ વિષય વિશે કોઇ વિદ્વાન લખવા બેસે તો મ્હોટા ગ્રંથો લખી શકે. આમ છે એટલે ઉપર ટપકે, જેમ યાદ આવે તેમ ને જેમ ફાવે તેમ લખી નાંખું છું.

ત્હમને યાદ હશે કે મેં એકવાર કહ્યું હતું કે સંસાર-માંથી સુન્દર સ્ત્રીઓ અને સાહિત્યમાંથી સુન્દર કાવ્યો કમ-નસીબે ઓછાં થતાં જાય છે; પણ હમણાં હમણાં જોયલી થોડીક છોકરીઓ અને વાંચેલાં થોડાક કાવ્યો આ વાતને જુઠી પાડે છે. પહેલાંનું દષ્ટાંત સાગરિકા; અને બીજાનું દષ્ટાંતઃ ન્હાનાલાલનું 'ઇતિહાસની અમૃતાક્ષરી' કાવ્ય. એ ખરેખર સુન્દર કાવ્ય છે. મેં તે ઘણીવાર વાંચ્યું છે અને ઘણાંને વાંચી સંભળાવ્યું છે. શરુઆત આમ છેઃ

બ્રહ્માડો પ્રગટે, ડૂબે, યુગ યુગો ઉગે અને આથમે,
વિશ્વો કાળ તરંગમાં ઉછળતા, ઉઠે, રમે ને શમે.

અરે હા, પણ કિશોરને આ કાવ્ય જરા ન્હોતુ ગમ્યું, કેમ? જાણો છો? કારણ કે એ કાવ્યના ભાવો ઝીલવા જેટલી એનામાં ધીરજ અને કલ્પના નથી; મેઇલ ટ્રેઈન દોડતી હોય તેમ એણે એ વાંચ્યું હતું. આમઃ

બ્રહ્માંડોપ્રગટેડૂબેયુગયુગોઉગેઅનેઆથમે
વિશ્વોકાળતરંગમાંઉછળતાઉઠેરમેનેશમે.

અને આમ તો કોઇ મહાકાવ્યને પણ ચૂંથી નંખાય; જો કે એમાં કિશોરનો વાંક નથી; આપણી જીંદગી જ એવી

છે; ઉતાવળ, ધમાલ, દોડાદોડ. એવી જીંદગીમાં અનંત કાળ-તરંગમાં ઘડીક ઉછળતા, ઉઠતા ને રમતા, ઘડીક ઉગતા અને આથમતા બ્રહ્માંડો અને યુગોની કલ્પના કેમ કરી થઈ શકે? બાકી કાવ્ય તો સુન્દર છે; અને કલ્પના ભવ્ય છે. એ વાંચતાં એ વિશ્વરચનામાં આપણે અને આજ–કાલ કેવાં ક્ષુલ્લક અને ન્હાનાં છિયે એમ લાગી જાય છે. આવી બીજી પ્રતાપી કવિતા તાજેતરમાં મેં વાંચી હોય એમ યાદ નથી. છેલ્લી લીંટીઓ નીચે પ્રમાણે છે:

આંખો ખોલી આભને કાળ માપ્યાં,
પીંછે પીંછે ભવ્ય બ્રહ્માંડ સ્થાપ્યાં,
નેત્રો વર્ષે જન્મને મૃત્યુ બન્ને,
એવા ગરૂડે પ્રભુજી ચ્હડીને ઘૂમતા દિગ્દિગન્તે.

કદાચ કવિ ન્હાનાલાલની કાવ્યકળામાં આવું ભવ્યદર્શન ક્વચિતજ થયું હશે. આ કાવ્યનો દોષ એટલોજ છે કે it is not an entire whole ને ચોથા પેરેગ્રાફને પાંચમો મુકીએ; ને પાંચમાને ચોથો મુકીએ તો ઝાઝો ફેર થઈ ના જાય. સુઘટ્ટતા નથી. વિચાર ધીરે ધીરે વિકાસ પામતો નથી, પ્રથમથી જ જે સ્વરૂપમાં હોય છે તેજ સ્વરૂપ આખર લગી ચાલુ હોય છે; એથી જ Rounding up, બહુ સારૂં નથી થતું—ગમે ત્યાં પૂર્ણ-વિરામ મૂકી દ્યો તો ચાલે. બાકી કાવ્ય સુન્દર છે.

બીજું સરસ કાવ્ય સૌ. જયમન બ્હેન પાઠકજીનું; "શું ન થાયે?" બુદ્ધિપ્રકાશમાં છે. એ લીંટીઓ ટાંકું?

વિચારો અંતરે આવા, નયને પૂર અશ્રુના,
કલ્પના દોડતી આવે ચક્ષુનું નૂર લૂછવા.

કલ્પના રસિક છે. ભાષા સુન્દર છે અને ભાવના ઉજ્વલ છે, આખી કવિતામાં રસ એકધારે વહ્યો હોત તો આ કાવ્ય કેટલાંક સારાં કાવ્યોની હોડ કરી શકત.

પેલું ત્હમે લખ્યું હતું તે કાવ્ય વાંચ્યું—જ્યોત્સ્ના બ્હેનનું "દૈવલીલા." હા, પેલી લીટીઓ

અંધારઘેરા નભમાં કદીક
ઝીણી ઝબૂકે વીજળી ઘડીક-

ખરેખર રમ્ય છે.

એક બીજું કાવ્ય છે—અષાડના 'કુમાર'માં. એતો અમને બધાંને ખુબ ગમ્યું. કિશોર તો આખો દિવસ એજ ગાયાં કરેછે—ત્હમને કેવું લાગેછે? જુઓ,

**એક જ દે ચીનગારી**

(ભૈરવી)

એક જ દે ચીનગારી
મહાનલ, એક જ દે ચીનગારી,
ચકમક લોઢું ઘસતાં ઘસંતા,
ખરચી જીંદગી સારી?
જામગરીમાં તણખો ન પડ્યો
ન ફળી મહેનત મારી;
મહાનલ, એક જ દે ચીનગારી.
ચાંદો સળગ્યો, સુરજ સળગ્યો,
સળગી આભ અટારી;
ના સળગી એક સગડી મારી

વાત વીપતની ભારી,
મહાનલ, એક જ દે ચીનગારી.
ઠંડીમાં મુજ કાયા થથરે,
ખુટી ધીરજ મારી;
વિશ્વાનલ, હું અધિક ન માગું,
માગું એક ચીનગારી,
મહાનલ, એક જ દે ચીનગારી.

— હરિહર ભટ્ટ

ત્હમે દિલરૂબા પર આ ગાવ તો કેવું સુન્દર લાગે એ કલ્પું છું અને સદાભર એ સ્વપ્નમાં પડયાં રહેવાનું મન થાય છે.

પણ એમ ના માનશો કે બધાં જ કાવ્યો સારાં છે. ખરાબ કવિતાઓ તો ઢગલાબંધ છે; પણ ત્હમારે રમુજ જોઈતી હોય તો "શારદા" માં સર પ્રભાશંકર પટ્ટણીની કવિતાઃ 'મ્હારી અભિલાષાઓ' વાંચજો. આવતી કાલે કોલેજમાં ડિબેટ છે. કાર્લાઈલના "મ્હોટો માણસ ગમે તે વિષયમાં દીપી શકે" એ સિદ્ધાંતનો વિષય છે. કિશોર સામો પક્ષ લેવાનો છે અને પટ્ટણીસાહેબની કવિતા પોતાના સમર્થનમાં રજૂ કરવાનો છે. એ માને છે કે એ કવિતાને લીધે જરૂર પોતે જીતી જશે.

હમણાં હમણાં કેટલીક કવિતાઓ સુન્દર આવી છે ત્યારે વાર્તાઓ બધી નિરાશાજનક છે; ઘણુંખરૂં બધી વ્હાલાં–વ્હાલીઓની વાર્તાઓ છે. આમ છે કારણ ગુજરાતીમાં વ્હાલાં–વ્હાલીઓ ઓછાં છે એટલે જીવનમાં ન મેળવેલું

લોક અભિલાષમાં–સાહિત્યમાં મેળવવા પ્રયત્ન કરે છે. આમાં કૈં ખોટું નથી પણ એમાં પણ નિરાશ થવાય છે. આદર્શ ઉચ્ચ નથી; કળા ખીલેલી નથી, ને પાત્રાલેખન ને વસ્તુ આકર્ષક નથી. અને જ્યાં જ્યાં આવી વ્હાલા–વ્હાલી-ની સામાન્ય વાતો છોડી લેખકો અસામાન્યમાં પ્રવેશ કરે છે ત્યા અસંભવિત અને વિચિક્ષણ પરિણામ નીવડે છે. દાખલા તરીકે "શારદા" માં વેજળ નામની વાર્તા. એની શરુઆત તો પ્રતિભાશાળી છે—કૈંક નવીન અને આકર્ષક છે. એક સ્ત્રી છે; પણ ત્હેના આત્મામાં પુરુષત્વનો રણકાર છે. તે બ્હારવટીઓની મુખી છે; તે ઘોડે ચઢે છે ને માણસોની આગેવાની કરે છે. મુનશીની લીલાદેવી સાંભરે છે? હા. કૈંક એવો જ; પણ એ ૩૦–૩૫ યોદ્ધાઓ રહ્યા છતાં પાટણની પ્રચંડ સત્તા સામે માથું ઉઠાવનાર, દાદાનો મુગટ પહેરી કેસ-રીયા કરવાની અભિલાષા રાખનાર, લાટની રાજ્યલક્ષ્મી અને આ વેજળમાં તો ઘણો ફેર. બલ્કે જે કૈં છાયાસામ્ય જણાય છે તે શરુઆતમાંજ. આનું કારણ છે. હિમ્મત તો એઉમાં છે; બલ્કે કદાચ વેજળને કોઈક વધારે પરાક્રમી ગણે છતાં એનું કળાવિધાન એટલું સરસ નથી. એમાં મ્હને એક મુખ્ય ખામી લાગી તે સુસ્થિરતાની. પાત્રાલેખન સ્થિર નથી; સચોટ નથી; કૈંક અદ્દભુત યોજવાની અભિલાષા જણાય છે પણ તેવી શક્તિ નથી દેખાતી—અથવા કદાચ ઉતાવળ થઇ હોય. ભાષા પણ ઉતરતા પ્રકારની; ત્હમે જ જુઓ; વેજળ યોગેશને કહે છે:

"મુબારક ત્હમોને ત્હમારા શાંતિના પાઠો—ત્હમારા **શઠં પ્રતિ શાઠ્યં**ના સિધ્ધાંતો." પૃથુરાજ શુક્લના "ફુલ પાંદડી"માં "ઉફ્—સુલતાના!" આવે છે એવું કાંઈક નથી લાગતું? આટલાથીજ બોલનાર સંસ્કારી અને ઉચ્ચ સ્થાનના પાત્રોના મંડળમાંથી પડી જાય છે. ગૌરવ અને ગંભીરતા એ આવેશ અને હિમ્મતથીયે વધારે જરૂરનાં છે. આ બાદ વાર્તા સારી છે એથી આટલું લંબાણુ કર્યું.

ધૂમકેતુની બેએક વાર્તાઓ પણ છે. ત્હમને યાદ છે ત્હમને "મશહુર ગવૈયો" બહુ ગમી હતી. પણ આ વખતની એકે વાર્તા એવી નથી. અને એકના એક વાતાવરણને લીધે કાંઇક એકવિધતા પણ આવી જાય છે. મ્હને તો લાગે છે કે એક વાર્તામાં તો કૈંક દુઃખદ સ્થિતિ પણ જણાય છે. કદાચ તમે સમજ્યાં નહિ હો. એમ છે કે પશ્ચિમની સંસ્કૃતિ જ્યારે આપણા જીવનમાં ઘર કરી બેઠી એમ જણાયું ત્યારે એની સામે બંડ થવા માંડયું અને આપણા જૂના આદર્શોની સીમીટ ઉખડી ગઇ હતી ત્હેને થાપા દેવા માંડયા. આને લીધે અર્થવાદથી માંડી, શહેરીજીવન, કોલર નેકટાઇ, અંગ્રેજી સાહિત્ય બધા સામે લોકોને અરુચિ થાય એવી પ્રવૃત્તિઓ શરૂ થઇ. આ જરૂરનુંજ હતું. પશ્ચિમનું બધું સારૂં એ લાગણી તો એટલે બધે સુધી વધી ગઈ હતી કે સંસ્કૃત સાહિત્યના એક અથંગ વિદ્વાનના ઘરમાં પણ એક કુમારિકાનું નામ મેરી અને એમના પુત્રનું નામ ટોમ પાડયું હતું! આ દશા ખરેખર અસહ્ય છે. અને એની સામે બંડ થાય એ ઇચ્છવા જોગ છે. આ વિરોધી વલણ કેટલું છે

તે આપણી વાર્તાઓ ઉપરથી જોઈ શકશો. એ કાંતો વ્હાલા-વ્હાલીની વાર્તાઓ છે કે કાંતો ઐતિહાસિક કે ગ્રામ્યજીવનની વાતો હોય છે. આ બીજી તરેહની વાર્તા પેલા વિરોધી વલણને આભારી છે. આ જાતની વાર્તાઓમાં શૌર્યનું તત્ત્વ મુખ્ય છે. ઇતિહાસ કે લોકકથાના આપણા શૂરવીર સ્ત્રી-પુરુષોનાં જીવન એમાં રજૂ કર્યાં હોય આવી એક સુન્દર વાર્તા શારદાના અંકમાં છે—રાયચુરાની "જેતે." આજના ગુજરાતને કૈંનીયે જરૂર હોય તો તે મર્દાનીની છે; બીજું તત્વ જેને આપણે Rural કહીએ છીએ તે છે; અને ત્રીજું મુખ્ય તત્વ Love of the ancient છે. આ ત્રણ—ખાસ કરી છેલ્લા બે વિભાગોમાં કલ્પના સાદી હોય છે; આલેખાયેલું જીવન સાદું અને સુન્દર હોય છે; અને ઘણુંખરૂં પાત્રો ઘણાંજ પવિત્ર હોય છે એમ કહેવામાં આવે છે. કોઇ ગરીબ પણ દાનો, દિલાવર ઠાકોર; કોઇ અભણ પણ સાચ્ચો રબારી; કોઈ વૃદ્ધ પણ શૂરો ખેડૂત; કોઇ પડછંગ અને ક્રૂર પણ બ્રાહ્મણો અને સ્ત્રીઓનું રક્ષણ કરતો બહારવટીયો; એ આ જાતની વાર્તાઓ માટે સારાં પુરુષપાત્રો થઈ શકે. સ્ત્રી-પાત્રો સાધારણ રીતે સશક્ત હોય, શૂરાં હોય અને પતિપરાયણ હોય.

આવી વાર્તાઓનું જગતજ જૂદું છે. એ જૂદું છે માટે સારૂં છે કે ખરાબ છે એમ ન કહેવાય. કળાકાર સુન્દર કરી શકે તો વસ્તુ સુન્દર છે; પણ એક ધૂમકેતુ વગર બીજા કોઇની વાર્તા બહુ આકર્ષક નથી હોતી અને ધૂમકેતુ માટે પ્રશ્ન એ થાય છે કે એ અતિ નથી કરતા? સાધારણ રીતે

માણુસનું મન એક આદર્શમાં ઓતપ્રોત થઈ જાય પછી સીમા નથી સૂઝતી. ધૂમકેતુમાં પણ આવું તો નહિ થઈ જાય એવી ભીતિ રહ્યા કરે છે. એમની "મૃત્યુ પછી મળેલ દંપતિ" જોઇએ. લેખક પોતેજ કહે છેઃ "પ્યારા શહેરીઓ, માફ કરજો, આ તો અમારા ગામડાની વાતો છે." આ પ્રમાણે ફોનોગ્રાફના ભુંગળામાંથી બોલતાં હોઇએ તેમ કહેવું કે "સાંભળો છો, આ લોક તમારા શહેરના નથી; અમારા ગામડાના છે" એ કળાની દૃષ્ટિએ ખુંચે છે; આમ ન કર્યું હોત તો કૈં એ પાત્રો શહેરનાં થઈ ના જાત. એક બીજી જગાએઃ ઈન્દિરા કહે છે કે "સ્ત્રીના હક્ક ને પુરુષના હક્ક એ બન્ને પશ્ચિમમાંથો આવેલા અને, ઉચ્છૃંખલ જીવન પર પડદો નાંખવા માટે યોજાયલા નિરર્થક શબ્દો છે." ત્હમે કદાચ આ વિચારની સામે વાંધો ઉઠાવશો અથવા પૂછશો કે "ગામડાની સુન્દરીઓ આવું કહી શકે છે ખરી?" પણ એ તો ખોટી સોગઠી ચલાવો છો; ઉલટાં ત્હમે નબળાં પડો છો. લેખકને તો એમ કહેવુંજ છે કે એકલા શહેરમાંજ નહિ પણ ગામડામાં પણ બુદ્ધિશાળી અને સુશિક્ષિત સ્ત્રીઓ હોય છે અને એ જરાપણ ખોટું નથી; પણ મ્હને બીજી શંકા થાય છે. એક બાજૂથી સરખા હક્કોના લેખક વિરોધ કરે છે અને બીજી બાજુથી એમનાં પાત્રો બે તોફાની મિત્રો છે; નદીએ સાથે ન્હાવા જાય છે ને જલક્રીડા કરે છે, ઇન્દિરા પતિને તમાચો મારે છે—વગેરે. આ સરખા હક્ક નથી? અલબત્ત, સંસ્કૃતસાહિત્યમાં સ્ત્રીપુરૂષની રમતો ઈ. ઘણુંયે છેઃ અબિલગુલાલ ઉરાડતાં દંપતી હોરી ખેલે છે એ આનું એક ઉદાહરણ છે. ત્યારે કહેવું હોય તો એમ

કહેવું વધારે યોગ્ય અને સાચું છે કે સ્વતંત્રતા અને સરખા હક્ક તો હિન્દુઓમાં પણ હતા; જોકે સાસુ જાણે તેમ પતિને તમાચો મારે અથવા નદીએ જલક્રીડા કરે એ તો હોરી રમનાર રસિક દંપતિ વિષે પણ હું કલ્પી શકતો નથી. વિનય અને મર્યાદા એ હિન્દુ સ્ત્રીઆદર્શનાં આભૂષણો છે. **लज्जा नारीणां भूषणम्**—આપણામાં તો આધેડ વયની સ્ત્રીઓ પણ લજ્જા લોપતી નહિ. નવા અને જૂના આદર્શો વચ્ચે અહીંજ ફેર છે. સંસ્કૃતિનો કયો અર્થ કરીએ તે મુજબ કયો આદર્શ ખરો અને કયો ખોટો એ કહી શકાય. સંસ્કૃતિ એટલે દરેક વ્યક્તિનાં શરીર અને મનની છૂટ—એમ સ્વીકારીએ તો અલબત્ત, નવા આદર્શ જીતી જાય; પણ સંસ્કૃતિ એટલે સંયમ, વિનય, કુલમર્યાદા એમ કહીએ તો જૂનો આદર્શ ચઢે. બેઉ આદર્શો ઉચ્ચ છે. એક આકર્ષક છે; બીજો સુન્દર છે. પણ આ તો આડી વાત થઈ. મૂળ વાત એ છે કે ધૂમકેતુને જૂના આદર્શનો મહિમા આલેખવાની ધગસ હતી અને ત્હેમાં ઇન્દિરાને નવા યુગની સ્ત્રી ઘડી કહાડી હોય એમ લાગી આવે છે. ધૂમકેતુની કળા વધારે સ્વતંત્ર અને સર્વદેશી થાય તો જરૂર આપણે કૈંક સુંદર કળાકૃતિઓ પામીશું.

મહિલામિત્રમાં સૌ. ચૈતન્યબાળા મઝુમદારની 'તતુડાનો અવાજ' નામની વાર્તા છે. એ તતુડાનો અવાજ નથી; ભવિષ્યમાં સરસ કામ કરી શકે એવા લેખકની એ આગાહી છે. સાગારિકા કહેતી હતી કે ઘણુંખરૂં ત્હમે એમને ઓળખો છો. ખરી વાત છે ? તો કોઈ દિવસ ઓળખાવજો. એમની ભાષા જોરદાર ને અર્થવાહી છે.

ગુજરાતના અંકમાં નારદની 'અનુલોમ વિ. પ્રતિલોમ' પણ સારી વાર્તા છે. એમાં બુદ્ધિની ઝમક નથી; બુદ્ધિને સરાણે ચઢાવે એવી વિગત નથી પણ છતાં શાન્ત રસ છે. એક જણ પરન્યાતના લગ્નની તરફેણ કરે છે; અને છતાં એક સુન્દર, કેળવાયલી અને અપ્રતિમ જેવી ગણાતી હજામની છોકરીને પરણતો નથી અને આખરે એક કણબીની કન્યાને નાગરકન્યા માની પરણે છે. નીચી ગણાતી જ્ઞાતિઓ તરફ આપણા સ્વભાવમાં કેવો અણગમો છૂપાઇ રહ્યો છે ત્હેનું સારૂં ચિત્ર છે; પણ વસ્તુ કૈંક અસંભવિત જેવું લાગે છે અને કોણ જાણે કેમ પણ કૈંક ridiculous નો ભાવ જાગે છે. કેમ, તે હું સમજી શકતો નથી —

ત્હમે "દક્ષિણામૂર્તિ" મંગાવો છો ? ન મંગાવતા હો તો મંગાવજો. આ અંકમાં તો લગભગ બધા જ સારા લેખો છે. ઘણા હું વાંચી ગયો; હજી કેટલાક બાકી છે. રા. નૃસિંહપ્રસાદનો "ન્હાનાભાઈની મુલાકાતે" વાંચશો તો આજના સાચા સમાજસેવકની વિટંબણાઓ અને ચિન્તાઓ સમજાશે. આપણે લોક પરદેશીઓને જડવાદી અને અર્થવાદી કહી તુચ્છકારીએ છિયે પણ સાચું પૂછો તો આપણી રગોમાં અર્થલોભ ઘર ઘાલી બેઠો છે તે પણ કાંઈ ઓછો નથી. આપણે આપણને સાહિત્યરસિક ગણીએ છિયે; પણ આજના કેટલા રસિકોના ઘરમાં પુસ્તકોનો સારો જેવો સંગ્રહ છે ? આપણે વિદ્યાના ઉપાસકો કહેવડાવીએ છિયે પણ એક એવી સંસ્થા ગુજરાતમાં છે ખરી જે તરફ આપણે આંગળી બતાવી શકીએ ? અને ઈંગ્લંડમાં તો એકેક સંસ્થા પાછળ કરોડો

રૂપિયા ખર્ચાય છે. આપણે કળાવિલાસી નથી એમ કોઈ કહે તો માઠું લાગે છે પણ આપણા ઘરમાં બે સ્વતંત્ર ચિત્રો હોતાં નથી. ના, ગુજરાત ગરીબ છે એમ ના કહેશો. ગુજરાતીઓના કેટલાક ખર્ચો અમેરિકનો પણ હેબકાઇ જાય એવા છે. ખરી વાત એ છે કે આપણે પૂરા જડવાદી છિયે. બાર મહિને ત્રણ રૂપિયાનું માસિક આપણે ખરીદી શકતા નથી. એવા શું આપણે નિર્ધન છિયે ? બે રૂપિયાની ફી આપીને વરસદહાડો એક મંડળનો લાભ લઈ ન શકીએ એવા આપણે ભૂખડીબારસ છિયે એમ ? "કૌમુદીના ગ્રાહક થાવ", રા. વનુભાઈ સોલીસીટરને મેં કહ્યું હતું ત્યારે કહે છે "જુઓને, હમણાં તો એટલાં બધાં માસિકો થઇ ગયાં છે કે એક માણસ કેટલાંક લઇ શકે ?" એમણે જવાબ આપ્યો. મેં કહ્યું કે "પણ લવાજમ ત્રણ જ રૂપિયા છે" એટલે એમણે કહ્યું "એમ ત્રણ ત્રણ કરતાં તો કેટલાં થઇ જાય !" મ્હારે મને કે કોણ જાણે કેટલાંયે માસિકો મંગાવતા હશે. એક દહાડો એમનાં વહુ જયાબ્હેન મળ્યાં; એટલે મેં કહ્યું "કે તમારે ત્યાં તો ઘણાં પત્રો આવે છે તે મને વાંચવા તો આપજો." બીચારી જયાબહેનને પતિનો તડાકો ખબર નહિ એટલે માથું હલાવી એમણે તો કહ્યું "અમે તો એકે નથી મંગાવતા. જોઇએ તો પાડોશીને ત્યાંથી મંગાવી વાંચી લેઇયે." બીજે દિવસે વનુભાઇ મોંઘવારીની વાત કરતા હતા એટલે મેં તો કહી દીધું "હજી વધારે કેમ નથી વધતી ? તમે સહુ તો એ જ લાગના છો; એક કૌમુદી નથી મંગાવાતું તે હજી મોંઘવારી તો વધશે". વનુભાઇએ કૌમુદી તો મંગાવવા માંડયું છે પણ પ્રજાની એ ચિત્તવૃતિ

છે. એને લીધે જ બીચારા નૃસિંહપ્રસાદને દક્ષિણામૂર્તિભવન માટે ફંડ ઉઘરાવવા આફ્રિકા સુધી જવું પડયું. તે શું ગુજરાતમાં બધા ભિખારીઓ છે, એમ?

રા. હરિશંકર ત્રિવેદી એક લેખમાં વિદ્યાર્થીઓના માબાપોની મનઃકામના રજૂ કરે છે. બટુકભાઇ દીક્ષિત અહિં આવ્યા હતા ત્યારે અમે આ બાળકોના વિષય પર ઘણી વાતો કરી હતી. આપણા છોકરાંઓ કેવાં થવાં જોઇયે, એટલે કે એમને માટે આપણે શું કરવું જોઇયે એનો વિચાર હવે તો આપણે કરવો ઘટે છે. આ વિશે આપણા માબાપો કેટલાં બેદરકાર હોય છે. એ રા. ત્રિવેદીએ ઠીક બતાવ્યું છે. પણ ક્યાંક ક્યાંક એમણે જે કહ્યું છે તે સાચું નથી લાગતું. દાખલા તરીકે એ કહે છે કે માબાપો સ્વાતંત્ર્યના વિરોધી છે. મ્હારો અનુભવ જૂદો છે. હું તો માનું છું કે ઘણાં માબાપો સ્વતંત્રના શું એ સમજતાં જ નહિ હોય. એ લોક એટલાં સક્રિય નથી કે શિક્ષકના કામમાં વિરોધ કરે. છોકરો નિશાળેથી કેટલા વાગે આવ્યો ને ક્યારે ગયો કે કેમ અલ્યા, કેટલામો નંબર રાખે છે? આ ઉપરાંત ઝાઝી માથાઝીક કોઇકજ માબાપ કરે છે. આમાં માબાપોનો દોષ નથીઃ એમનાં બીચારાનાં જીવન એવાં તુણઇ ગયલાં છે. સ્હવારથી રાત સુધી એમની જ પીડાઓ એટલી બધી હોય છે કે કેટલામો નંબર આવ્યો? એટલું પણ એ પૂછે છે એ સુભાગ્યની વાત છે. ખરેખર, આપણી જીવવાની રીત નહિ બદલીએ તો જોતજોતામાં દુનિયાની સ્લેટ ઉપરથી આપણે ભૂંસાઇ જઇશું. હશે, પણ આમ ઉકળાટ કર્યે કૈં વળવાનું છે?

બીજો એક સરસ લેખ "વાર્તાનું કથન"–ગિજુભાઇનો છે. જે લેખ પર ગિજુભાઇનું નામ જુઓ તે જરૂર વાંચજો ત્હમે કદિ નિરાશ નહિ થાવ. આ લેખ પણ સરસ છે. તે દિવસ હું કહેતો હતોને કે પ્હેલાં તો માબાપો દર સાંજે, વાળુ કરી, દીવેલનું કોડિયું સામે મૂકી, છોકરાંઓનાં ટોળાંને કૈંની કંઈ વાતો કહેતા–ને હવે એમ નથી થતું તેથી છોકરાંઓની કલ્પના ખીલતી નથી. ગિજુભાઈનો આ લેખ વાંચજો એટલે આ વાતનું સત્ય સમજાશે. અલબત્ત લેખકે વાર્તાની અતિશયતા સામે સૂચના કરી છે અને તે ખરી છે.

—પણ આ અંકનો સૌથી સારો લેખ તો "એક બાલવાર્તા" નામનો છે. એકાદ પેરેગ્રાફ વાંચ્યો હશે ને તરત મ્હને લાગ્યું કે લેખક કોઇ સબળ અભ્યાસી છે એટલું જ નહિ પણ કોઈ જબરો માનસશાસ્ત્રી છે. લેખકનું નામ છેક છેડે લખ્યું છે. મન ઝાલ્યું ન રહ્યું તે પાન ફેરવ્યાં ને જોયું તો લેખકનું નામ "તારાબહેન મોડક" હતું. સ્ત્રીઓ આવાં વિદ્વાન ન હોય એમ નથી કહેતો; પણ આવાં સ્ત્રીને આજ લગી કેમ મેં જાણ્યાંયે નહિ એ મ્હને આશ્ચર્ય થયું. એમની પાસે કોઇ વધારે નથી લખાવતું એ દિલગીરીની વાત છે.

ગયા ઉન્હાળે આપણે હજિરાના દરિયા પર ફરવા ગયાં હતાં ત્યારે ત્હમે પુછ્યું હતું તે યાદ છે કેઃ આ તત્ત્વજ્ઞાન શું છે? મ્હેં કહેલું કે મનુષ્યબુદ્ધિએ કરેલી કલ્પનાઓ. ત્હમે ત્યારે કહ્યું હતું કે "ત્યારે શું એ બધું ખોટું છે?"—આ વિષય સંબંધે

કહેજો શ્યામને" વાળી પ્રસિદ્ધ ગરબીનો કર્તા રતનદાસ, "હે સખી કે શું ફુલ્યા રસાળ, હૈયે ન ફુલી રાધિકા, ભ્રમર કનૈયોલાલ" નાં મહિનાઓ રચનાર રત્નો; "આ તન રંગ પતંગ સરીખો" અને "આવો આવો ને નંદજીના લાલ"નાં પદો લલકારતો બ્રહ્માનંદ, અને ગામેગામ પ્રસિદ્ધ થએલા, પેલા "તારે માથે નગારાં વાગે મોતનાં" તથા 'કર પ્રભુ સંગાથે દૃઢ પ્રીતડી રે"નાં ભજનો અને સુરત અને વડોદરાની સુંદરીઓ આસો માસની ચાંદનીમાં અનેક રઢિયાળી ગરબીઓ ગવાડે છે તેનો રચનાર દેવાનંદ; "માળીડા હોડી હલકાર મન હરિ મળવાનું"વાળા આજે ગુજરાતમાં શેરીએ શેરીએ ને રેકર્ડોમાં ગવાતા ગરબાનો લેખક શાંતિદાસ; ગગા ઓઝાનો મંત્રગુરૂ મનોહર સ્વામી અને ધ્રુવાખ્યાનનો લેખક તુલસી–એ અને એવા અનેકોને મુનશીએ ભાવ વિસારે પાડ્યાં છે એટલી આ વિભાગની દેખીતી ઊણપ છે.

લિ.

કમળ.



# ગુજરાતીનો નવો યુગ

પ્રિય કીર્તિદા,

મુનશીના પુસ્તકની સમાલોચના ગયા પત્રમાં પૂરી ન થઇ એટલે આ પત્ર લખું છું.

આ યુગના આરંભથી ગુજરાતી જીવનમાં પશ્ચિમનાં સંસ્કારો શરૂ થાય છે. એ સમયમાં નેટીવ એજ્યુકેશન સોસાયટી, એલ્ફીન્સટન સોસાયટી, બુદ્ધિવર્ધક સભા વિગેરે સંસ્થાઓ અસ્તિત્વમાં આવી. એ પ્રવૃત્તિમાં આગળ પડતો ભાગ લેનાર રણછોડભાઈ ગીરધરભાઇ. એ આપણા દિ. બ. ઝવેરીના પિતામહ. એજ સમયમાં પેલા દુર્ગારામ મહેતાજીએ સુરતમાં પહેલું દેશી છાપખાનું કાઢયું. પણ આ સમયના મહારથીઓ તો ક. દ. ડા. અને નર્મદ.

મુનશીએ દલપતરામ વિશે લખ્યું છે કે :

He was not a poet. Except a few homely garabis, his works have little permanent value

ને આમ કરી છેક છાસિયું કર્યું છે. દલપતરામ વિશે મેં ઘણા વર્ષો પર ત્હમને સવિસ્તર પત્ર લખ્યો હતો. અને

તેમાં દલપતરામની કવિતાનું વિવેચન કર્યું હતું. મેં કહ્યું હતું કે દલપતરામની કેટલીક કવિતાઓ કલાત્મક છે, અને એમના કાળમાં એ જાતના સાહિત્યે સારી સેવા કરી હશે. ગુજરાતના જનમંડળની બુદ્ધિના વિકાસમાં ને સામાજીક પ્રગતિમાં દલપતરામે સારો હીસ્સો આપ્યો છે—અને એ રીતે દલપતરામે ગુજરાતની અમૂલ્ય સેવા કરી છે. આ વસ્તુને મુનશીએ જોઇએ તેટલું પ્રાધાન્ય આપ્યું જણાતું નથી. પણ એ કરતાયે વધારે આશ્ચર્યજનક તો એ છે કે દલપતમાં પણ મુનશીને અખાનો પરજગતવાદ–નિરસવાદ દેખાય છે. સંસારમાં રહસ્ય પરખી રહેલા, સંસારમાં હંમેશા શાણા થતા શીખવાડનાર ડાહ્યા દલપતરામને અખાના નિરસવાદનો પડઘો પાડનાર કહે છે, એ તો કિશોરના શબ્દોમાં કહું તો "હદ થાય છે." આ સંબંધે નર્મદાશંકરનું એક ટાંચણુ નોંધવા જેવું છે. 'દલપતરામે સ્વામિનારાયણ પોતે ઇશ્વર છે એ આદિ વિચારોનું એ માર્ગને લગતું અને બીજું કેટલુંક શૃંગારરસ સંબંધી લખ્યું છે પણ જાહેર પડેથી લોકોમાં અપ્રતિષ્ઠા થાય તેની બ્હીકે તે છપાવતા નથી'

નર્મદ વિશે પણ મેં સવિસ્તર લખ્યું હતું. નર્મદમાં મુખ્યત્વે તેની ખંડકવૃત્તિ મુનશીને આકર્ષે છે; અને તેના સાહિત્યમાં કળા નથી તે એમને ખૂંચે છે. નર્મદ તથા મનસુખરામને મુનશી નવાયુગના સર્જક કહે છે.

આ પછી નવલરામ, રણછોડભાઇ, હરગોવિંદદાસ કાંટાવાળા, તાલ્યારખાન અને ભોળાનાથના કાર્યની સમાલોચના કરી છે.

તે પછી બીજા ખંડની ત્રણ વિભૂતિઓ તે ગોવર્ધનરામ, મણિભાઈ અને નરસિંહરાવ. એ પ્રત્યેક–ખાસ કરી ગોવર્ધનરામ અને મણિભાઇ વિશે આ પત્રમાં લખવું અશક્ય છે. એમના વિશે અનેક પ્રસંગે થયેલી ચર્ચા માત્ર લખું તોયે પાર ન આવે–જો કે આખા સરસ્વતીચંદ્રનો સાર અને ગોવર્ધનરામનું જીવન એ બધું મળી મુનશીએ તો માત્ર ૮–૯ પાના લીધાં છે! પણ હું તો એક બે ઉપલક વાત લખું છું. એક વખતે હું વાંચતો બેઠો હતો એટલામાં કિશોર આવ્યો. "મોટાભાઈ" તેણે કહ્યું "સરસ્વતીચંદ્ર 'લોયર' હતો ?" મેં કહ્યું 'હા, એડવોકેટ થયો હતો પણ લક્ષ્મીનંદન સાથે વેપારમાં જોડાયો હતો "

"અને શું કુમુદસુન્દરી પોતાના નવા જીવનને કેમ પહોંચી વળે છે તે જોવાના કુતુહલથી નવું નામ રાખી એ સુવર્ણપુર ગયેલો ? એ એવો દુષ્ટ હતો એમ ?'

કિશોરનો અવાજ રૂંધાયલો હતો. સરસ્વતીચંદ્ર એનું પ્રિય પાત્ર છે અને તેને આવો–કંઇ નહિં તો હૃદયહીણો કલ્પવો એ તેનાથી ખમાતું નહોતું. મેં ઉત્તર આપ્યો નહીં પણ વિલાસ બોલી ઉઠીઃ

'હા, વળી.' કુમુદ વિલાસને અત્યંત પ્રિય છે અને કુમુદને સરસ્વતીચંદ્રે દુઃખી કરી તે માટે એ તેને ક્ષમા આપી શકે એમ નથી.

કિશોરે વિલાસ તરફ ડોળા કાઢ્યા. પણ વિલાસે તો કહ્યું "ખરી વાત છે, જ્યોતિન્દ્રભાઇ પણ એમજ કહેતા હતા."

મેં કિશોરને પૂછ્યું "પણ છે શું ?"

તેણે કહ્યું આ મુનશી લખે છે;

Curiosity to see how Kumud meets her new situation drives the hero to visit Suvarnapura under the name, Navinchandra.

"તે શું ખરૂં છે ?"

મેં પૂછ્યું, "વિલાસ, તું શું કહેતી હતી ?"

"અમને જ્યોતીન્દ્રભાઇ એમજ કહેતા હતા. રાખો, હું સરસ્વતીચંદ્ર લઈ આવું" સરસ્વતીચંદ્ર કાઢી તેણે કિશોરને કહ્યું; "જુઓ, આ શું છે !" સરસ્વતીચંદ્રને સ્વપ્નમાં વનલીલા કહે છેઃ

પ્રીતિ કીધી તો શાને તજી સુન્દરી રે લોલ
તજી શાને આવ્યો તું જોવા સુન્દરી રે લોલ–૧

અને સરસ્વતીચંદ્ર વિચારે છે "અર્થાત્ કુમુદ નવી અવસ્થાને અનુકૂળ બની ભૂતકાળ વીસરી સુખી થશે એ પોતાની કલ્પના ખરી પડી એ જોવા અને સુસ્થ થવા સુવર્ણપુર આવવું..."

થોડી વારે કિશોરે કહ્યું: "પણ એનો અર્થ એવો થતો જ નથી અને બીજા વાકયમાં ગોવર્ધનરામ સ્પષ્ટ લખે

(૧) સરસ્વતીચંદ્ર ભા, ૩ પૃ. ૨૫

છે કે: "સુવર્ણપુરમાં આવી કુમુદસુન્દરીની દૃષ્ટિએ પડી તેનાં દુ:ખનું સાધન થવું એ તેનો હેતુ ન હતો—એતો અકસ્માત થયું." જોયું ને, એટલે તું કહે છે તેવો અર્થ શી રીતે થાય? એ સુવર્ણપુર આવ્યો એ તો અકસ્માત જ હતો. વિલાસે ફરી વાંચવા માંડયું. તેણે સત્વર કહ્યું: 'એ તો અકસ્માત હતું—એટલે સુવર્ણપુર આવવું નહિ—પણ કુમુદ બેનનાં દુ:ખનું સાધન થવું. નહિ, મોટાભાઈ?" અને ઉમેર્યું "એમ ન હોય તો મુનશી આમ કેમ લખે?

" અનંતબાળાએ કહ્યું; ' હોય સરતચૂક થઈ હશે."

કિશોર બોલી ઉઠયો, "મુનશી કયાં ઈતિહાસ લખે છે?"

મેં કહ્યું, ના, ના, એવું કંઈ નથી. મને ધ્યાન છે ત્યાંસુધી ચોથા ભાગમાં સરસ્વતીચંદ્ર કુમુદને મળે છે ત્યારે પણ આ વિલાસ કહે છે તેવું જ કંઇક કહે છે.

વિલાસ પુસ્તક લઇ આવી અને શોધી કાઢયું. "આ રહ્યું" તેણે કહ્યું, જુઓ "તમને સુખમાં અને સંતોષમાં જોઉં તો મારા હૃદયનું નિષ્ફળ મંથન બંધ પડે અને હું મારા ત્યાગથી મળવા ધારેલો શમ પામું. એ સ્વાર્થી ધારણાથી હું સુવર્ણપુર આવ્યો."

બધાં કિશોર સામે જોઇ રહ્યાં. તેણે સામે કહ્યું, એ તો Self-condemnation કરવા બેઠો છે. એટલે એવું ઘણું

ગમે તેમ કહે છે. એ સુવર્ણપુર આવ્યો ત્યારે કુમુદ પ્રમાદધનને પરણી હતી એની તેને કયાં ખબર હતી ?

સત્વર વિલાસે ઉત્તર આપ્યો. "હા, વળી. આ રહ્યું. જુઓ, સરસ્વતીચંદ્ર કુમુદ બ્હેનને કહે છે કે "તમારી પ્રીતિ પ્રજ્વલિત હોય તો તમારી પાસે છતાં થઈ જતાં તમારા પિતાને મળવા ધાર્યું હતું તેમ ન થયું. સમુદ્ર માર્ગે રત્નનગરી આવતાં પ્રતિકૂળ પવનને લીધે દિવસ વીતી ગયા. ત્યાં આવ્યો ત્યારે તો તમે સુવર્ણપુર ગયા હતાં." એટલે એ સુવર્ણપુર આવ્યાં હતાં તે બધી એમને ખબર પણ હતી."

કિશોરે કહ્યું "એ એમ પાછળથી બોલાયલા એક બે વાકયોથી ન કહેવાય. હું બધું આદિઅંત વાંચી પછી કહીશ."

"સારૂં હું પણ વાંચીશ." વિલાસે કહ્યું અને બેઉ જણ ચારે ભાગો વાંચવામાં પડયા છે.

મને એટલું તો લાગે છે કે મુનશીના curiosity to see how Kumud meets માં જે અસ્પષ્ટ ઠેકડી થતી જણાય છે તેને "તમને સુખ અને સંતોષમાં જોઉં... અને હું સ્વસ્થ થાઉં" એ શબ્દોમાં રહેલી પ્રીતિમય ચિંતાની ભાવના આગળ અવકાશ રહેતો નથી. પછી તો કોણ જાણે?

"સરસ્વતીચંદ્ર" વિશે મુનશી લખે છે કે:

It lacked humour and displayed creative power limited both in scope and intensity, The language was stilted; pedantic, full of conciets. He was inspired by romanticism and yet shuddered at its exhuberance and colour. પણ આ બધા વિશે વળી કોઈવાર સવિસ્તર લખીશ.

*  *  *

ગોવર્ધનરામ માટે આઠ નવ પાન પણ મણિભાઈ માટે મુનશીએ ફક્ત એક બે ફકરા લખ્યા છે. કળાની દૃષ્ટિ મણીભાઇમાં હતી એટલું તેઓ સ્વીકારે છે; અને એમની શૈલી તથા વિવેચનશક્તિ વખાણી છે. એમના વિચારો માટે મુનશી કટાક્ષથી લખે છે;

The new was flimsy, unstable, soulless, devoid of beauty. The old was built on firm foundations of self discipline, on comprehensive vision, on the reality of vedant, on the unity of yoga. The ignorant might attack it, the half hearted might try to find its justification, but those who understood it knew its changeless essentials and he did not say this with the partial knowledge of a pandit; for, he had studied the thought both of the East & the West, and in no

uncertain voice he spoke to modern Gujarat of the glorious heritage of Aryan thought, of its undying strength, of the ideals for which it stood. His message was " No surrender to the west and many in Gujarata heard in it the battle-cry of the future.

મણિભાઇ વિશે મુનશીનો આ મત સાચો નથી. નારી પ્રતિષ્ઠામાં તેમણે પુનર્લગ્નનો વિરોધ કર્યો છે અને સુધારા વિષેના એમના કેટલાક લેખોમાં સંયમ રાખ્યો છે એ ખરૂં. બાકી...પણ મણિભાઇનો સિદ્ધાંત એમના શબ્દોમાં કહું છું. "પાશ્ચાત્ય તત્વ અને આર્યત્વ ઉભયનું એકાકાર મિશ્રણ થયા વિના, અકબર જેવા મોગલ બાદશાહે જે દીર્ઘદર્શિતા વાપરીને એવા મિશ્રણનો યોગ કર્યો હતો, તેવું કાંઇક કર્યાં વિના આર્યત્વ પુનઃ પૂર્વ સ્થિતિએ પ્રકાશનાર નથી જ"

એ લેખમાં બીજા એક સ્થળે તેઓ લખે છે; "ઘણાક એમ ધારતા હશે કે અમારૂં તેટલું સારૂં, પારકુ એટલું નઠારૂં એ નીતિને અમે કવચિત ટેકો આપતા હોઇશું પરન્તુ લેશ પણ એ આવેશ કોઇએ મનમાં ધારવાની જરૂર નથી." વળી બીજા એક લેખમાં "પ્રાચીન અને નવીન"–માં તેઓ લખે છે: "પ્રાચીન અને નવીન ઉભયની મધ્યમાં સ્થાન લેવું એજ વર્તમાન સમયે કર્તવ્ય છે." એમ તો ન્હાનાલાલ પણ લખે છે: "ભારતને નવું જોઇએ છે, નવાની ઉચ્છૃંખલતા જોઈતી નથી. ભારતને જૂનું જોઇએ છે, જૂનાની જડતા

જોઇતી નથી. નવાંનો પ્રગતિવાદ ને જૂનાનો સાત્વિકવાદ ભારતને શિરસાવંદ્ય છે. નવા જુનાનો સદ્ગુણ સમન્વય એજ ભારતના નવાયુગના કલ્યાણક ઉપાસ્ય દેવ છે." પરન્તુ મણીભાઇ તો એથીએ આગળ જાય છે.

"નવીનતા એ પૌરૂષ, પરાક્રમ, સાહસ, સ્વાતંત્રનો માર્ગ છે પ્રાચીનતા આલસ્ય, સ્થિરતા, જડતા, પારતંત્ર્યનો માર્ગ છે. ઉદ્યોગ અને પારબ્ધનો જે વિરોધ છે તેવો નવીનતા અને પ્રાચીનતાનો વિરોધ છે. નવીનતા લાવે છે, પ્રાપ્ત કરે છે, ઉપજાવે છે; પ્રાચીનતા પોષે છે, સાચવે છે, સંગ્રહે છે... યોગક્ષેત્રમાં નવીનતા અને પ્રાચીનતા એ અંગ છે."

મુનશી મણિભાઇને Philosophic exponent of orthodoxy કહે છે પણ મણીભાઈ લખે છે "એકલી નવીનતા વિનાશકારક થઇ પડે છે તેમ એકલી પ્રાચીનતા પણ દુરાગ્રહી થઈ વિનાશ જ પ્રાપ્ત કરે છે."

પ્રાચીનતા અને નવીનતાનું સ્વરુપ આલેખતાં મણિભાઇ કહે છેઃ "પ્રાચીનતા એ પ્રત્યેક દેશના અખૂટ બલનો ભંડાર છે. નવીનતા એ બલનો વ્યય કરવાનો મજૂર છે: નવીનતા એ પૂર્ણ જોરથી છોડી દીધેલું એનજીન છે; પ્રાચીનતા તેની ગતિને નિયમમાં રાખનારૂં 'બ્રેક' છે."

અને એક સ્થળે તેઓ સ્પષ્ટ લખે છે. "અમારા હૃદયની પ્રીતિ હાલના પ્રાચીન પક્ષ કરતાં હાલના નવીન પક્ષ ઉપર વધારે છે."

આણંદશંકરભાઇએ તો એક પ્રસંગે લખ્યું છે. "વિશેષમાં મણિલાલ સુધારાનું સામાન્ય તત્ત્વ જ બતાવીને બેસી રહેતા નથી, પણ સુધારાની વિધવાવિવાહ શીવાયની બધી કલમો–સ્ત્રી કેળવણી, લગ્નવયમાં વધારો, સમુદ્ર યાનની આવશ્યકતા, કન્યાવિક્રય અને જ્ઞાતિબંધનની અનિષ્ઠતા, વગેરે સ્વીકારે છે અને એના પ્રતિપાદનમાં કેટલીકવાર એવો ઉત્સાહ અને આગ્રહ ધરાવે છે કે હું આપને એટલે સુધી પૂછી શકું છું કે આવા ઉત્સાહી અને પ્રૌઢ સુધારાનાં લખાણો એક પણ "સુધારાવાળા" ની કલમમાંથી નીકળેલાં બતાવશો ?" ×

આ સિવાય મુનશીના કટાક્ષમય અભિપ્રાયને બીજો શો ઉત્તર આપવો તે સુઝતું નથી–વિલાસે ધીમેથી કહ્યું હતુંઃ "મુનશીની નવીનતાની વ્યાખ્યા જ જુદી હશે–" તેમ હોય તો કોણ જાણે!"

મ્હારા એક મિત્ર મણિભાઇનું સુંદર કાવ્ય અભેદોર્મિ અનેકવાર મને ગાઇ સંભળાવે છે.–બહુ સુંદર કાવ્ય છેઃ

ગગને આજ પ્રેમથી ઝલક છાઇ રે
પૃથ્વી રહી છવાઈ
પરવતો રહ્યા નાહી
સચરાચરે ભરાઇરે ગગને–વિગેરે.

મુનશીને ગોવર્ધનભાઇ તથા મણિભાઈ કરતાં પણ નરસિંહરાવ ચઢીયાતા લાગે છે. તેઓ લખે છે કે but

× સુદર્શન ગદ્યાવલિની પ્રસ્તાવના

the most formidable figure of the period under survey is Narsinhrao અને સાત પાનાં ભરી તેમનાં સાહિત્યનું તેમણે વિવેચન કર્યું છે. નરસિંહરાવનું ગુજરાતી સાહિત્યમાં અનોખું સ્થાન છે પણ મુનશી એટલું બધું લખે છે એટલે મને લાગે છે કે મારે નરસિંહરાવનાં કાવ્યો ફરીવાર વાંચવાં જોઇએ. એમની કુસુમમાળા, હૃદયવીણા ને નુપૂરઝંકારમાં અંગ્રેજી કાવ્યોની છાયા વધારે પ્રમાણમાં જણાય છે. પણ એમનું સ્મરણસંહિતા આપણું એક અને અદ્વિતીય કરુણ પ્રશસ્તિ છે. પેલું "મંગળ મંદિર ખોલો" તમે રોજ ગાવ છો એ એમાંજ છે અને "કાળ શું નિજ બળવડે, સ્મરણ ચિત્રો ભૂંસશે?" આદિ અનેક પંક્તિઓ આપણી આંખ ભીની કરે છે.

એમના સાહિત્યમુકુર આદિ લેખો પણ શ્લિષ્ટ અને વિદ્વત્તાપૂર્ણ છે પણ એ સર્વથી ચઢીયાતું એમનું માનવહૃદય છે. જે એમના પરિચયમાં આવ્યા છે તેમને નરસિંહરાવભાઇ માટે માન અને પ્રેમ બેઉ ઉત્પન્ન થાય છે અને ત્યારે એ કંઇ formidable લાગતા નથી.

× × ×

આ પછી કાન્ત અને કલાપી આદિની સમાલોચના કરી છે. કાન્તનાં કાવ્યોમાં મુનશીને exotoic flavour જણાતી નથી.

'નહિ નાથ, નહિ નાથ ! ન જાણો કે સ્હવાર છે,
આ બધું ઘોર અંધારૂં–હજુ તો બહુ વાર છે."

વાળું વસંતવિજય અને પેલું–

આકાશે એની એ તારા
એની એ જ્યોત્સ્નાની ધારા
તરુણ નિશા એની એ
દારા ક્યાં છે એની એ?
શું એ લ્હાવા નહિ લેવાની?
આંખલડી શું નહિ લ્હોવાની?

તથા

રોનારૂં ભીતરમાં રોતું લ્હોનારૂં ભીતર ના લ્હોતું
દૂર સખાનું હૈયું સાથે રોતું ને જોતું–

વાળાં, ઝીણા ઝરમર વરસતાં મેહ જેવાં સુંદર કાવ્યો ત્હમને ગમ્યાં હતાં તે યાદ છે?

કલાપી વિશે મેં તમને સવિસ્તર લખ્યું છે. મુનશી કલાપીના કાવ્યોમાંથી નીચેનો સાર કાઢે છે:

Passion, sentimentality, a vague longing for freedom & a morbid love of tear, a penetrating sadness & a sensual love of nature–all these he had; he gave profusely of his wealth in his poems & letters.

લેખકે આ કવિના જે ઉદાહરણો આપ્યા છે તે સર્વોત્તમ નથી. અને આ હકીકત બીજાં કવિઓના ઉદાહરણો વિશે પણ વત્તે ઓછે અંશે કહી શકાય.

તે પછી રમણભાઇના "ભદ્રંભદ્ર" ને એમણે Bitter mockery કહી વર્ણવ્યું છે અને "હાસ્યમંદિર" ના પ્રસંગો વિશે તેઓ લખે છે કેઃ

Many of them are characterized by absurdity & poverty of dramatic presnt-ment.

અને "રાઈના પર્વત" ને નિષ્ફળ લેખે છે. રમણભાઇની સર્જક સાહિત્યકૃતિઓ કરતાં પણ વધારે એમની અને એમનાં કુટુમ્બની સામાજિક સેવાની ગુજરાત પર સારી અસર થએલી. પણ મુનશીને એમ લાગ્યું નથી.

તે પછી ખબરદારની કૃતિઓની સમાલોચના કરી છે. એમાં "કાવ્ય રસિકા" આદિ કાવ્યસંગ્રહો વત્તે ઓછે અંશે પરાઈ કૃતિઓની અસર નીચે લખાયાં છે એમ મુનશી કહે છે. અને છેક ૧૯૨૬ માં પ્રગટ થએલું 'કલિકા' કાવ્ય એમને સ્વતંત્ર લાગે છે. તેઓ લખે છે But it was in 'કલિકા' that he had outgrown all extraneous influences.

અમે બધાં આ વાંચતાં હતા ત્યારે કિશોર વાચન બંધ પાડી "આષાઢ" ૧૯૮૨ નું "કૌમુદી" લઈ આવેલો. એમાં વિશ્વનાથ મ. ભટ્ટનો "સાહિત્યમાં અપહરણ" કરીને લેખ છે.

કિશોરે નીચેનો ફકરો વાંચ્યોઃ

વિદ્યમાન લેખકોમાંથી બીજા મહાન અપહર્તા રા. ખબરદાર છે. ગમે તો રા. મુનશીનો ચેપ લાગવાને લીધે અથવા તો "સંદેશિકા" ના પ્રકાશન પૂર્વે જે લાંબો વિશ્રાંતિ ગાળો એમણે લીધો તેમાં ઘણું કાવ્ય સાહિત્ય વાંચી નાખવાને લીધે હમણાં હમણાં તેઓ અપહરણ ક્ષેત્રમાં ઝપાટાબંધ પ્રગતિ કરી રહ્યા હોય એમ લાગે છે પણ એમનામાં મુનશી યુગ પહેલાની દાનસતાઈ હજી ટકી રહી છે એટલે એકવાર પકડાયા પછી પોતાના સાહિત્યઋણનો જાહેર એકરાર કરવાનું સૌજન્ય તેઓ દાખવી શકયા છે. "સંદેશિકા" માંના એમના અપહરણોથી એક સાહિત્ય રસિક યુવકને કેટલી મર્મવ્યથા થએલી એ વાત તો આ પત્રમાં આવેલી, ઘણા વાંચકોની સ્મૃતિમાં તાજીજ હશે એટલે તેમના અપહરણ દૃષ્ટાંતોનું પુનઃમુદ્રણ આવશ્યક નથી. આથી એમના અપહરણો કેટલા અક્ષરસઃ અને તેથી અધમ તથા એમની કીર્તિને લાંછનાવહ છે તે દર્શાવવા પૂર દમામભેર જગતમાં પાડવેલી એમની "કલિકા"માંથીજ એક બે ઉદાહરણો લઇએ !

અનંતબાળાએ કહ્યું; "એવા એક બે ઉદાહરણો હોય તેથી શું ?"

કિશોરે જવાબ આપ્યો. આ વિશ્વનાથ તો કહે છે કે "જોઇતા હોય તો એજ અંગ્રેજી કવિતામાંથી બીજા વધારે સમાન શ્લોકો નીકળી શકે એમ છે અને "કલિકા" નો metre પણ એજ કાવ્યમાંથી ઉધ્ધૃત કરેલો છે"

ખબરદારના કાવ્યની તુલના કરવાનું આ સ્થાન નથી. મુનશીનો અભિપ્રાય તપાસવા અર્થેજ આ લખ્યું છે. ઘણા વર્ષોપર ખબરદાર મુંબાઇ આવ્યા હતા ત્યારે "કલિકા"નું

manuscript એમણે મને બતાવેલું અને લગભગ આખું કાવ્ય વાંચી સંભળાવેલું. મને પોતાને એ કાવ્ય કરતાં ખબરદારનાં બીજાં કેટલાંક કલાત્મક કાવ્યો વધારે ગમે છે.

દાખલા તરીકે "કલિકા"ની આ પંક્તિઓ:

" હતી નહીં પ્રથમ તું મારી એમ ધારી લેતી,
પણ તારા આત્માતણી કીધી મેંજ શોધ,
તેથી તું તો થઇ મારી પોતાની વિશેષ હવે;
હુંજ તારો જોગીઓ ને હુંજ તારો જોધ"

—એવી પંક્તિઓ કરતાં નીચેની પંક્તિઓ:-

હૈયાના હોજ આ હેલે ચ્હડયા હો,
રેલે બ્રહ્માંડ રસધારા રે લોલ !
પશ્ચિમ પતંગીઆની પાંખો રસિકડા !
વીંઝે અહિં સ્વર્ગ ઝબકારા રે લોલ !
જીવનના જોગ કે એવાં રસિકડાં !
એવાં છે પ્રાણના પુકારા રે લોલ !

તથા હાજીમહમદ સ્મારક ગ્રંથમાં પ્રગટ થયેલું "ઇલ્મ મક્કાનો હાજી"નું દર્દભર્યું કાવ્ય:

ખૂબ કરી જો ઇલ્મની સોહાગરી હાજી ગયો
બેકદર ગુજરાતની કરી ચાકરી હાજી ગયો.

× × × .

ઓ મહોબ્બત ! ઓ ઉમેદી ! ઓ જુવાની ગુલભરી
તમ ફકીરીની અમીરી ચાકરી હાજી ગયો '

અથવા "અમે દિવ્યગીતો ગાનારા" કે "ઓ મેત્ર વૃષ્ટિ લાવજો"-વધારે સુન્દર કાવ્યો છે.

બળવંતરાય ઠાકોરને મુનશીએ 'unfiinching upholder of classical models' કહ્યા છે અને એમની કવિતામાં ભવિષ્યના ઉર્મિ કાવ્યના 'વિકાસના તત્ત્વ દ્રષ્ટિએ પડે છે. એમના સુંદર કાવ્યો 'આરોહણ,' "જૂનું પીયર" વિ. તમે વાંચ્યા હતાં. બલ્લુભાઇના શિષ્ટ સાહિત્ય વિશે કે મણીભાઇના ગીતા જેવાં તત્વચિન્તનના લેખનો મુનશીએ કાંઇ પ્રધાન ઉલ્લેખ કર્યો નથી.

આણંદશંકરભાઇને high priest of Sanskrit revival in its best form તરીકે ઓળખાવી અને એમની શૈલી વિશે purest stylist in language, combining dignity, clarity and balance in perfect proportion આટલું કહી મુનશીએ એમને રજા આપી છે પરંતુ એમની સાહિત્યસેવા અને તત્વચિંતન વિશે વધારે કહેવાનું એમને યોગ્ય લાગ્યું નથી.

તે પછી દિ. બ. કેશવલાલના "અમરૂશતક" તથા ગીત ગોવિંદાદિ ભાષાંતરો વિશે ઇસારો કરી ન્હાનાલાલ વિશે મુનશી લખે છે કે:

His claim to eminence rests on the richness & freedom which he gave to the language, on the expressiveness with

which he invested poetic diction, on his garbis & songs of great beauty, on his rhythmic prose which has opened a new era in prose & verse, on the new art-form which was given by dramas; on his stately odes; and on the exhuberance with which he had held up the sanskrit revival to admiration.

કવિની કેટલીક ગરબીઓ દયારામ યા કોઇ જુના કવિની ગરબીઓની નવા પરિધાનમાં સજ્જ થએલી નવી આવૃત્તિ છે એમ લેખક કહે છે, ને લખે છે.

A subtle touch of emotion, a brief experience, witching words of poetic value, a haunting tune-and sense, sound and rhythm combine to produce the Garbi of Nahnalal.

મુનશીએ એ ગરબીના જે નમૂના બતાવ્યા છે તે એટલા બધા ઉત્કૃષ્ટ નથી 'મેનાઓનાં વન અને સુંદરીઓના સમારંભ' જેવાં કલ્લોલતા કવિના લગભગ બસો રાસો તથા ગરબીઓ ગુજરાતમાં સુપ્રસિદ્ધ છે.: એ પૈકી મુનશીએ "ગોરસ," "ઝીણા ઝરમર વરસે મેહ" "ધ્રેલુડો ચિત્તચોર" "પૂછશો મા" "ઓ આત્મદેવ" અને "હલકે હાથે" એટલા નમૂનાઓ આપ્યા છે. તમે તો શું પણ ગુજરાતની કોઈ

પણ બાલિકા કે સુંદરી આ કરતાં વધારે લલિત ને કલામય ગરબીઓ બતાવી શકે છે.

કિશોરે કહ્યું હતું કે " મુનશીએ English reading public માટે આ પુસ્તક લખ્યું છે તેથી એ લોકને આવા નમૂનાઓથી રસસિદ્ધ કવિઓનો પૂરો ખ્યાલ આવશે ? મુનશીએ કલકત્તા યુનિવર્સિટીમાં Post Graduate અભ્યાસ માટે આવા ભાષણો આપ્યાં હોત તો રસસમૃદ્ધ બંગાળ ખબરદારની કલિકા અને ગોરસ જેવી વાનગીઓથી ગુજરાતી રસિકતા માટે ખરે ઉંચો મત રાખતે કે કેમ એ પ્રશ્ન છે"

આટલું બધું તો કોણ જાણે. એ કાવ્યો પણ સુદન્ર છે રસવાહી પણ છે, પણ એમની બીજી ગરબીઓ વધારે સુન્દર, અને કવિની કળાની વધારે સફળ પ્રતીક છે: દા. ત.

ઉંચા આકાશ ઉંચી વાદળી, અલિ કોયલડી
કાંઈ ઉંચા ત્હારા રણવાસ !
મીઠડું ટહુકજે અલિ કોયલડી—

આ "અનુપમ સૌંદર્યભર્યા ગીતમાંથી માધુર્ય–એ કોકિલાનાં ગાન જેવુંજ માધુર્ય વહેતું જોઇને કાવ્યના કેટલાક ઝીણા દોષોને આપણે ભૂલી જઈએ છિયે. બીજું કાવ્ય લઇએ:"

સખિ નવવસંત સૂર કંઇ મધુરા ધીરા લાવશે
સખિ નવકુસુમો પૂરશે અનિલે સૌરભ ભારને
સખિ નવરસીલી કાન્તિ નયન નયનમાં આવશે
ત્યારે સાંભરશે કંઇ પ્રિયતમના ગુંજાર,
ફુલડાં પ્રિયને હ્રદયે જઇને કહિયે આટલું—

"આ શબ્દે શબ્દે માધુર્ય ઝરતું ન્હાનકડું કાવ્ય" અથવા પેલું સાગારિકા ગાતી હતી તેઃ

રૂપલા રાતલડીમાં ઉઘડે ઉરનાં બારણાં હો બ્હેન !
ઝુલે રસ પારણાં હો બ્હેન !
ત્યારે ઝબકે ઝીણાં અતિથિનાં સંભારણાં હો બ્હેન !
લઉં હું વારણાં હો બ્હેન !

એ અત્યંત રમ્ય છે. આ વિષે નરસિંહરાવભાઇ લખે છે; "પ્રેમ-ભાવના કોમળ ઝરણને વાણી, વિચાર અને રચનાના લાલિત્યની કૌમુદી વડે દીપ્તિ કરનારૂં આ અનુપમ સંગીત કાવ્ય ગરબી સાહિત્યમાં અમરસ્થાન ભોગવશે એમ હું માનું છું." અતિથિનાં સંભારણાં જેવાં આ મુગ્ધ, મધુર કાવ્યને મુનશીએ "અમરત્વ" આપ્યું નથી. મને તો લાગે છે કે જેમ કિશોર કોઇપણ લેખકનું ગમે તે પાનું ઉઘાડી ગમે તે વસ્તુ સિદ્ધ કરવાનો પ્રયત્ન કરે છે તેમ મુનશી પણ ગમે તે પાનું ઉઘાડી કે જ્યાં નજર પડી તેનો ઉપયોગ કરે છે. ગરબીઓ સિવાય ન્હાનાલાલના ઇતર સુંદર કાવ્યો દા. ત. પેલું "

શ્રી કૃષ્ણની બંસી શું નાચ નાચતી
વૃંદાવનેથી યમુના પધારતી—

વાળું–'નુરજહાન' ના પ્રિયતમના ભવ્ય પ્રેમ જેવું પેલું અપ્રતિમ કાવ્ય 'તાજમહેલ' તથા 'સાગર સખે મુજ કાનમાં એવું કંઈ તો ગા' યા

"બ્રહ્માંડો પ્રગટે ક્રમે યુગ યુગો ઉગે અને આથમે
વિશ્વો કાળતરંગમાં ઉછળતા ઉઠે રમે ને શમે"

—વાળું અનેક કાળતરંગમાં, ઘડીક ઉછળતા, ઉડતા ને શમતા, ઘડીક ઉગતા અને આથમતા બ્રહ્માંડો અને યુગોની કલ્પના કરાવતું ઇતિહાસની અમૃતાક્ષરી વાળું કાવ્ય કે માસ્તર વસંત ગાય છે તે—

"જગત ઝૂલે રસઝુલે
અદ્ભુત કો પ્રેમને હિંડોલે, હિંડોલે
ઝૂલે રસઝૂલે"—

નું વસંતગીત અને "ગીરનાર", "વેણુ" એવાં અનેક હૃદયંગમ કાવ્યોનો મુનશીએ અંગુલિ નિર્દેષ પણ કર્યો નથી.

જયા—જયંત નાટકનાં કલાવિધાન વિષે મુનશી લખે છે કે તેમાં Unity નથી અને પાત્રો મનુષ્યો નહિ પણ મનુષ્યોની types છે. ખરૂં કહીએ તો એ પાત્રો types નહિ પણ abstractions છે. એના આદર્શ વિશે ન્હાનાલાલ લખે છે કે:

" સ્નેહ એટલે દેહવાસના નહિ પણ કોઇક નિર્મળી આત્મભાવના: સ્નેહયોગ કંઇ દેહભોગમાં પરિણમવો જોઇએ જ એવી કંઇ કુદરતી આવશ્યકતા નથી. જ્યાં જ્યાં આત્મા ત્યાં ત્યાં શરીર, નથી એવું કાંઈ બ્રહ્માંડ મીમાંસાનું સુત્ર. દેહી કહેવાના આત્મતત્વના દેહ વિનાયે અસ્તિત્વ હોય છે. એ સ્નેહ એકતરફી ન હોય ને પરસ્પરનો હોય તો તે ચૈતન્યવર્ણી સ્નેહસ્થિતિમાં

દ્વા સવર્ણા સયુજા સખાયા
સમાન વૃક્ષં પરિશસ્વજાતે

એ ઉપનિષદ મંત્રાનુસાર બે સુપંખાળા આત્મસખાઓની સખ્ય અને સંલગ્નતા છે અને તેથી તે સાયુજ્યને આત્મલગ્ન કહીએ તો અયોગ્ય નથી. માનસશાસ્ત્રની એ ઝીણવટ આ નાટકનાં બીજ જોતાં જણાશે ”

એવા નૈષ્ઠીક બ્રહ્મચર્યના આદર્શ વિશે મુનશી લખે છે કે:

And there was the ideal of Jaya & Jayant, the Young Lovers, who for no earthly reason refuse to unite in wedlock.

સંવત ૧૯૭૧–૭૨ ના “વસંત” ના અંકોમાં નરસિંહરાવે પણ આ નાટકનું વિવેચન કરતાં એવા આદર્શને રેલગાડીના બે પાટાઓ દુરના ક્ષિતિજમાં ભેગાં થાય છે તેવો મિથ્યા ભ્રમ કહ્યો છે.

પરંતુ આ જાતનો આદર્શ આર્યાવર્તમાં નવીન નથી. સરસ્વતીચંદ્ર કુમુદસુંદરીને જે ત્રણ માર્ગો સુઝાડે છે તે જડ સૃષ્ટિમાં ચંદ્ર અને કુમુદ, તથા સુર્ય અને કમળ, રામ સીતા તથા વિશ્વંભર અને તેની સ્ત્રી અને વિહારપુરી તથા ચંદ્રાવલી અને વૈરાટ રાજાના નગરમાં સૈરંધ્રીરૂપે દ્રૌપદી–પાંડવોના માર્ગોમાં ઉપાસે બ્રહ્મશ્રદ્ધાથી આત્મલગ્ન ઉંડે હૃદે એવો જયા–જયંતના બ્રહ્મચર્યના આદર્શનો સમાવેશ થાય છે. એ આદર્શ બ્રહ્મ ઉપાસના અને યોગ સમાધિ જેવો **નાયમાત્મા બલહિનેન**

લક્ષ્ય: જેવો, કાહનડદેવ અને વીરમ જેવા ક્ષાત્રવીરોના અદ્‌ભૂત પરાક્રમ જેવો, અને એ કેસરીયાં કરતા વીરનરોના જૌહર કરતી, રમણીય ક્ષત્રાણી જેવો બ્રહ્મહિન સમાજ માટે નથી. પરંતુ અન્યોન્યના સ્થૂળ ચક્ષુઓને સ્થૂળ સ્વરૂપે એકચિત થવા ન દે એવા, વિહારપુરી ને ચંદ્રાવલી તથા સૌમનસ્ય ગુફામાં એકાંત છતાં, અદ્વૈત હોવા છતાં સ્વસ્થ રહી શકે છે એવા સરસ્વતીચંદ્ર તથા કુમુદસુંદરીઃ અથવા પરાઇ સ્ત્રીને સોનાનું ગુપ્ત દાન દેનાર અખા જેવા સાધુજનો માટે છે. આવા સાધુજનો આપણા હીનભાગ્યે વિરલ થતા જાય છે અને ઉલ્ટું માયાના યા પાશવવૃત્તિના આચરણો વધતા જાય છે તેવા કાળમાં એ આદર્શની અને એના જેવા એટલે કુમુદસુંદરી પાસે વૈધવ્ય પળાવતા આદર્શોની અતિઘણી આવસ્યકતા છે. પછી તો મારા ચક્ષુથી જૂનાકાળના પડળ હજી દૂર થયાં ન હોય ને નવીનયુગના ભગવાન ભાસ્કરની ઝળહળતી ઉષા હું દેખી ન શકતો હોઉં તો-તો શું ? આ જીવન એળે જવાનું !

મુનશીએ "ઇન્દુકુમાર", "પ્રેમકુંજ" આદિ નાટકોનું સવિસ્તાર વિવેચન કર્યું નથી.

આ પછી 'મદૂલી', 'જન્મભૂમિનું જયમંગળ' તથા "ચાલ સખી ઉડીયે" જેવાં લલિત કાવ્યોના પેલા ભકત કવિ લલિત, ઇચ્છારામ ભોગીન્દ્રરાવ આદિ લેખકોનો નિર્દેશ કર્યો છે પણ ભીમરાવ ભોળાનાથ વિશે મુનશીએ નિર્દેશ પણ કર્યો નથી. એમના વિશે સર રમણભાઇ લખે

છે: એ હૃદયમાં રસની ખોટ નહોતી. રસથી તે પરિપૂર્ણ હતું–ઉભરાતું હતું. તેમાં જે ઉત્કૃર્ષ રસ છે તે ગુજરાતી સાહિત્યમાં ચિરકાળ જાળવી રાખવા જેવો છે. એમની પૃથ્વીરાજ રાસો કૃતિ વીરરસમાં આપણા સાહિત્યની થોડીક કૃતિઓમાંની એક છે." એમનું "દેવળદેવી" નામનું નાટક આપણા મૌલિક ઐતિહાસિક નાટકોમાંનું એક છે.

× × ×

આ પછી મહત્મા ગાંધીનો યુગ મુનશી શરૂ કરે છે. ૧૯૧૪થી ૧૯૩૪ સુધીમાં ગુજરાતે હિંદનો એક નાનકડો પ્રાંત મટી જગત સમસ્તમાં આગળ પડતી પદવી લઇ લીધી છે એમ મુનશી જણાવે છે. ગાંધીજીની "આત્મકથા" તથા એમના લેખોની મુનશીએ યથાયોગ્ય પ્રસંશા કરી છે. મુનશીએ ગાંધીજીને વેદના ઋષિ કહી વર્ણવ્યા છે. ન્હાનાલાલે પૃથ્વી ઉપર પયગંબર કહ્યા હતા. ઇતિહાસ કહે તે ખરૂં. ગાંધીજી સાથે જ કાકા કાલેલકરની કૃતિઓની મુનશીએ ઘણી સારી સમાલોચના કરી છે. કિશોરે પૂછયું હતું: આ મુનશીને ગાંધીજીના જીવન અને સાહિત્યમાં ભલો રસ પડે છે. એ આગળ કંઇ કહેવા જતો હતો પણ અનંતબાળા ગાંધીજીના અનુયાયી છે એટલે એણે એના સામું જોયું ને કિશોર કંઇ બોલ્યો નહિ.

તે પછી આવ્યો મુનશીયુગ. મુનશીનાં જીવન અને સાહિત્ય વિશે કલકત્તા યુનિવર્સીટીના પ્રો. તારાપોરવાળાએ પ્રૌઢ, ગંભીર અને વિદ્વતાપૂર્ણ ચર્ચા કરી છે. એક સ્થળે તેઓ લખે છે કે :

The crowning blessing of his life how-was that after the death of his first wife,

he married his present wife Lilavati & found in her his twin-soul. રોબર્ટ એલિઝાબેથ બેરેટ બ્રાઉનીંગ તથા વસિષ્ઠ અરૂંધતીની યાદ આપે એવું નથી?

"વેરની વસુલાત"નુ કલાવિધાન આ વિવેચકને યોગ્ય રીતે દોષપૂર્ણ લાગ્યું છે. અને "કોનો વાંક" પણ સત્વહીન લાગ્યું છે. મને પોતાને "ગુજરાતનો નાથ" વધારે ગમે છે. "પૃથ્વીવલ્લભ" વિષે તેઓ લખે છે કે:

Considered as a work of art it is exuisite cameo & is the best of the authour's romances.

પૃથ્વીવલ્લભ અને મુનશીની ઐતિહાસિક નવલકથાઓ વિશે મેં અત્યાર આગમચ ત્હમને ઘણીવાર ઘણું લખ્યું છે.

મુનશીના ગદ્યસાહિત્ય વિશે લખતાં તેઓ લખે છે કે મુનશી like every great writer has his own theory of life & literature એટલે કે જીવન અને સાહિત્ય મુનશી પોતાની રીતે જુવે છે. આ એક વાકયથી મુનશીના આ સમગ્ર પુસ્તકની પણ સમાલોચના થઈ જાય છે.

" શીશુ અને સખી" ની આત્મકથાને પ્રોફેસર લગભગ સૌથી ઉત્તમ કૃતિ માનતા હોય એમ જણાય છે. તે વિશે તેઓ લખે છે:

Thus ends this extraordinary work. If one can so call it, it is as tirring song in prose, full of passion & beauty, throbbing

withlove & tears & sacrifice. અને મુનશીના સાહિત્યની ગુજરાતી જીવન ઉપર થએલી અસર નીચેના શબ્દોમાં વર્ણવે છેઃ

His creative art has brought life and beauty to Gujarati fiction and drama and the philosophy of life preached by him throught his works has given to Gujarat both joy and strength.

વિલાસ આ વાંચી રહી અને બધાં ચિત્રવત થઈ રહ્યાં હોય એમ એકમેક સામે જોઈ રહ્યા. ઘણી બધી વારની શાંતિ પછી કિશોરે પૂછ્યું : "શું શું"? અને વિલાસે ધબ દઇને પુસ્તક બંધ કરતાં ધીમે ધીમે કહ્યું "Joy & strength!"

ધૂમકેતુની કળા વિશે મુનશી ઉંચો અભિપ્રાય રાખે છે અને એક Romantic લેખક તરીખે એમની કળાની પ્રસંશા કરે છે. પરંતુ તેઓ લખે છે કે He aims neither at power nor effect but at charm એ ખરૂં લાગતું નથી. ધૂમકેતુની વાર્તાઓ વિશે મેં અગાઉ એકવાર ચર્ચા કરેલી. તે વખતે મેં લખ્યું હતું કે "સાધારણ રીતે માણસનું મન એક આદતમાં ઓતપ્રોત થઇ જાય પછી તેની સીમા સૂજતી નથી અને "પ્યારા શહેરીઓ, માફ કરજો, આ તો અમારા ગામડાની વાતો છે." અને "સાંભળો છો, આ લોકો તમારા શહેરના નથી, અમારા ગામડાના છે" એમ કહેવું એ કલાની દ્રષ્ટીએ ખૂંચે છે—અને એ ચર્ચામાં ભીતિ જાહેર કરેલી કે ધૂમકેતુ અતિ કરતા

નથી; એ ભીતિ કૈંક અંશે સાચી પડતી જણાય છે અને એમનાં પાત્રો બહુધા એક બીબાંમાંથી કહાડેલા સિક્કાઓ જેવા એક વિધ થતાં જાય છે—પણ મુનશીએ તો આજથી લગભગ દશ પંદર વર્ષ ઉપર ધૂમકેતુની એક બે વાર્તાઓ વાંચવાથી જે સંસ્કારો બંધાયલા તે–લગભગ તે–પુનરાવર્તન વગર જાહેર કરેલા જણાય છે.

કેટલાક સ્ત્રી લેખકો લેડી વિદ્યાબ્હેન, સુમતિ, વિજ્યાલક્ષ્મી; દીપકબા, પ્રિયમતી, હંસાબ્હેન વગેરેનો પણ મુનશીએ નિર્દેશ કર્યો છે પણ એ ગૃહમંડળમાં પ્રકાશતી વસિષ્ઠ પાસે બેઠેલી જ્યોતિરેખા અરૂંધતિ તે તો લીલા બ્હેન.

વિલાસે પૂછ્યું હતું કે મુનશીએ તારાપોરવાળા પાસે પોતાના વિશે લખાવ્યું અને લીલાબ્હેન વિશે પોતે કેમ લખ્યું ? એમાં વિવેક અને શિષ્ટાચારનો ધ્વંસ થતો નથી ? બાળકે કહ્યુ:

તારાપોરે લખ્યું હોત તો એ કૈં આમ આઠ નવ પાનાં ભરી એક એક કૃતિની અને એમનાં પાત્રોની પણ આવી સમાલોચના ઓછા કરવાના હતા ?

અનંતબાળાએ કહ્યું: મુનશીએ તો એવું કરવું જોઈતુ ન્હોતું; નહિ ? મેં કારણ પુછ્યું ત્યારે તેમણે કહ્યું "નકામા લોક કટાક્ષ કરે એવું શા સારૂ કરવું? આ, ટાઈમ્સે પણ કેવું કટાક્ષમય લખ્યું છે" અને એ આખા પેરાનું મથાળું 'The Munshis' કર્યુ છે. લોકમાં કેટલું ભૂંડુ લાગે ?"

બાગાકે કહ્યું: આવું તો જન્મભૂમિએ પણ લખ્યું છે પણ એ ચર્ચાઓ ભુલાઈ જશે ને ભવિષ્યના વાચક માત્ર આ પુસ્તક જ વાંચશે મુનશી એમ તો લોકથી ગભરાય એવા નથી.

મેં તમને અગાઉ એકવાર લીલાબ્હેન અને તેમની કળા વિશે સવિસ્તર લખ્યું છે. એટલે માત્ર મુનશીના જાણવા જોગ અભિપ્રાયો આપું છું:

"Lilavati Munshi wields a distinctive style in the language, simple, slashing, playful or emotional as the occasion requires. Her style exhibits the finished Gujarati of the modern period."

તમને આશ્ચર્ય થશે કારણ કે મેં તો લખ્યું હતું કે મને એમની ભાષા ગમી છે. કિશોર એ પર વારી ગયો છે. અનંતબાળા એને ચીઢવવા ના પાડે છે પણ એણે પણ "પ્રતાપી ભાષા" છે એમ એકવાર મ્હને કહ્યું હતું. પણ લીલાબ્હેનની ભાષામાં સ્વાસ્થ્ય નથી, જેને Style, કહીએ છીએ તે કદાચ નહિ હોય. દા. ત. મુનશીની ભાષા Stylish છે તેવી કદાચ નહિ હોય પણ આજની ઘણી સ્ત્રી લેખકો લુખી ભાષા લખે છે તેવું નથી. ભાષામાં વેગ–જોસ છે, આકર્ષણ છે, સામર્થ્યના બીજ છે, ચિત્રણશકિત છે, વ્યાકરણની ભુલો છે, શબ્દોની પસંદગી કાંઇક અધકચરી હોય છે પણ ભાષામાં વ્યક્તિત્વ છે અને અર્થવાહકતા છે. મ્હને એકજ ખૂંચ્યા કરે છે તે એ કે લીલાબ્હેન જેવાની ભાષા અને કલ્પનામાં નૈસર્ગિક મધુરતા કેમ ઓછી છે?

પણ આની વિરુદ્ધ મુનશી તો લખે છે કેઃ

"Though her literary work has been produced in close association & the style & outlook of each has greatly influenced those of each other her sure taste has escaped the vividness of colour and the glitter of rhetoric which sometimes obscure my literary art."

કિશોર લીલાબહેનનો admirer માત્ર હોઈ એમની ભાષા પર વારી જાય તો મુનશી આટલા મુગ્ધ થાય એમાં કાંઇ આશ્ચર્ય થાય છે? પેલું નુરજહાંને જોવા ગએલા અંધ કવિનો પ્રશ્ન અને એ પ્રશ્નોની બેતની નીચે જહાંગીરે ઉત્તર લખ્યો હતો તે યાદ નથી?-'આંધળા, નુરજહાંને જોવા જહાંગીરના ચશ્મોની જરુર છે, એ ચશ્મોથી શું ને શું જોવાતું હશે તે કોણ જાણે, પણ મુનશીનો આ અભિપ્રાય તેનું એક ઉદાહરણ લાગે છે.

મુનશી આગળ લખે છે કે:

'In literature she represents the psychological point of view of the modern woman અને આગળ The great quality of the author is a note of intimacy, a touch of self-revelation, a charm as of whispered confidence which weaves round the reader an atmosphere of personal contact. વળી, Few authors

possess powers of observation of such extraordinary keenness & fidelity or can dissect the motive behind human conduct with such uncanny perspicacity. In some of her stories she tears the veil off the conduct of man towards woman with merciless realism, thus representing a stage of literary art in advance of any other uathor in the language.

વિલાસે કહ્યું: 'આ દ્રષ્ટિએ તો મુનશી કરતાં લીલાબ્હેન ચ્હડે નહિ ?" જગજીવને ઉત્તર આપ્યો હતો **પુત્રાત્ શિષ્યાત્ પરાજય:**

મ્હને પણ લાગે છે કે મુનશીએ કૈં નહિ તો જરા વધારે પડતું લખી દીધું છે. પણ આ સંજોગોમાં તે ક્ષમ્ય નથી ?

× × × ×

તે પછી બટુભાઇનાં એકાંકી નાટકો, ગદ્ય શૈલી તથા એમની સાચત્રટવાળી તડફડ કહી દેવાની ટેવની મુનશી નોંધ લે છે. રમણલાલની કૃતિઓમાં "દિવ્યચક્ષુ" લેખક ઉત્તમ ગણે છે. "સ્નેહયજ્ઞ"માં મીનાક્ષી અને ચમેલીનું પાત્રવિધાન એમને સુંદર લાગ્યું છે પરંતુ વાર્તાનું વાતાવરણ અને કિરીટ ઉભય અવાસ્તવિક છે તેથી એમને નવલકથા સત્ત્વહિણી લાગે છે–A lurid backgr-

ound so happily unfamiliar to present day Gujarat. કેટલાક વિદ્વાનો કહે છે કે મુનશીએ ગોવર્ધનરામને નવલકથામાં પદભ્રષ્ટ કર્યાં છે. તેમ કેટલાક કહે છે કે રમણલાલે મુનશીને પદભ્રષ્ટ કર્યા છે. આ બેઉ વાતની મ્હને ખબર નથી પણ ગોવર્ધનરામના સરસ્વતીચંદ્ર અને તેના પુરાણ જેવા સૌમ્ય, શાંત આદર્શો પછી મુનશીના ચમત્કારી અને પ્રતાપી પાત્રો ગુજરાતને આકર્ષક લાગ્યા તેમ વિવિધતાની શોખીન પ્રજાને એ પછી રમણલાલના સામાન્ય જીવનના આદર્શો પ્રિય થયા હોય તો નવાઇ નહિ. મુનશી અને રમણલાલની કળાની તુલના કરવાનો અર્થ નથી. ઉભયનાં જગત જૂદાં છે, આદર્શ જૂદા છે, વ્યક્તિત્વ જુદું છે.

રામનારાયણ પાઠકની કેટલીક વાર્તાઓ મુનશીને ગમી છે અને "સ્વૈરવિહાર"ના મર્મયુકત લખાણની પ્રશંસા કરી છે. એમની દ્વિરેફની વાતો એમને દોષયુક્ત લાગી છે. ધનસુખલાલના લેખોની સંખ્યા વધારે હોવાના કારણે હાસ્ય રસના લેખક તરીકે જે સ્થાન મળવું જોઇએ તે સ્થાન મળ્યું નથી એમ તેઓ જણાવે છે. જ્યોતિન્દ્ર દવેના નર્મ મર્મ અને એમની વિવેચન શક્તિ એમને ગમ્યાં છે. મેઘાણીનાં લોકગીતોની સવિસ્તર સમાલોચના કરી છે.

મુનશીએ કેશવ શેઠને Poet of considerable charm and originality કહી વર્ણવ્યા છે. કેશવ શેઠ સારૂં લખે છે પણ એમની કવિતામાં ઘણાંને ન્હાનાલાલની

છાયા વધારે પડતી લાગે છે. અને ચંદ્રવદન મહેતાનાં કાવ્યોને deliciously playful or inexpressibly sad કહ્યાં છે.

બોટાદકરનાં કાવ્યોના મુનશીએ નામ માત્ર આપ્યાં છે. ને માત્ર આટલુંજ લખ્યું છે: He was at his best in describing objects of nature and domestic affections. "લખ્યું તેં પત્રમાં પ્યારા નથી સત્કાર મેં કીધો–" લખનાર એ કવિના કાવ્ય સમુચ્ચય માટે નરસિંહરાવે ૧૯૨૫માં ૧૦૮ પાના ભરીને પુરસ્કરણ લખ્યું હતું. અને "કલ્લોલિની"થી એમનાં મન ઉપર 'અપૂર્વતાની છાપ પડી હતી' એટલુંજ નહિ પણ બોટાદકરનું ગુજરાતનાં કવિઓમાં સ્થાન કિયું એ પ્રશ્ન ચર્ચતા એમણે કહ્યું હતું કે "મ્હારા મનથી તો બોટાદકર કવિત દેવીના મંદિરમાં અગ્રસ્થાનના અધિકારી છે." વળી એક સ્થળે તેઓ કહે છે કે "ત્હેમનાં કાવ્યો અનેક દુઃખી હૃદયોને આશ્વાસન આપશે, ઉલ્લાસ પુરશે, દિવ્યતાના દર્શન કરાવશે" અને એ વિદ્વતા અને ભાવપૂર્ણ પુરસ્કરણને અંતે આ સમભાવી વિવેચક લખે છે કે "હું દઢતાથી માનું છું કે (કવિ) આ લોકમાં –સાહિત્યજગતમાં અમરત્વ પણ પામ્યા છે." એવા એક ઉચ્ચ કવિને મુનશીએ આમ લટકતી સલામ કરી છે. નરસિંહરાવભાઈના શબ્દોમાં કહું તો "માનવજીવનના ભવ્ય પ્રદેશો, માનવસ્વભાવના પ્રચંડ ભાવો, ભાવયુદ્ધો ઇત્યાદિ અનેક પ્રસંગોનો બોટાદકરની કવિતા સ્પર્શ નથી કરતી, પરંતુ જીવનના, ખાસ કરીને ગૃહજીવનના કોમળ, ગૂઢ

ચારૂતાયુક્ત પ્રસંગો અને ભાવોના સૂર આ કવિની વીણામાં અજબ સંગીત ઉત્પન્ન કરે છે અને આ ક્ષેત્રમાં બોટાદકરની કળા અને પ્રતિભા અદ્વિતીય છે." આ વિલક્ષણ કવિની કાવ્યસ્રોતસ્વિનીના કેટલાંક સુંદર દૃષ્ટાંતોઆપું છું:—

પ્રણયનુ રસભાજન શોધતી,
ઉરતણું અવલંબન શોધતી,
દયિતના કરથી કર મેળવી,
અમરપંથ જવા તલસી રહી.

સૌરાષ્ટ્ર સુંદરીનું કવિ આમ વર્ણન કરે છે:

"રસપુરિત રાસ વિષે રમતી
દઇ તાલ પરિક્રમથી ફરતી,
રસગાન વડે જગ રેલવતી
કલ કંઠ થકી કુકુભો ભરતી."

પરંતુ એ રસસુંદરી તાલ દઇ પરિક્રમ તો માત્ર ગરબામાં કરે છે, બાકી તો નરસિંહરાવભાઈ કહે છે તેમ "વાચાળતામાં બડાઈ માનનારી આ જમાનાની આ લલના ન્હોય" જુવો:

ગુરૂવર્ય વિલોકન લાજવતી
વપુથી વપુ માંહીં સમાઇ જતી,
અબળા તનનું અવગુંઠનથી
કંઇ ગોપન વિભ્રમમાં કરતી
*　　　*　　　*
સખી વૃન્દ વિષે મૃદુ ગુંજનથી
દગથી, શીરથી, કરથી વદતી
હળવે હળવે જતી હંસગતી.

એ લજ્જાળુ સ્ત્રીથી નરસિંહરાવભાઇ જેવા સુધારક પણ એ મધુર દર્શનના માધુર્યના ભકત બની જાય છે. આ કવિ અતિ સામાન્ય દર્શનોમાં પણ કૈં ઓર માધુર્ય પૂરે છે. દહીં વલોવતિ મહિયારીનું વર્ણન:

ભરી ભાજનમાં ધવલા દધીને
મહીં પ્રોંચ્છિત દંડ ધીરે ધરીને
મૃદુ હસ્ત વિષે દૃઢ દામ ગ્રહી
દધી મંથન સુંદરી શું કરતી.
કૃત દોલન દેહ વિષે પ્રગટે
સહુ અંગ ઉમંગ ભર્યાં ફરકે
નવરક્ત નસેનસમાં ઉછળે
નયને કંઈ તેજ નવું ઝળકે.
શીર ડોલનથી ભ્રમણા ભજતી
બની ચંચળ ઓઢણી ઉડી જતી
દૃઢ કેશ કલાપ છુટી પડતો,
કરી નર્તન ભાવ નવા ભરતો.

અને એજ પ્રમાણે પનઘટ પર વિચરતી પનિહારીનું દર્શન સુંદર છે.

આજ તટિની તણા પુણ્ય પનઘટ પરે
નગરકુલ નારીઓ નીર ભરતી,
રમ્ય કલરવ કરી સ્મિતસુધા સીંચતી
હસિત સરિતાતણું હૃદય હરતી .

× ×

લલિત લલના તણી સ્વલ્પ સંયોગનો
નયનથીં નાચતાં લ્હાવ લેતી,

વિશ્વના સકળ સત્કારને વિસરી
દિવ્યજીવન તણું દાન દેતી:
શી જગતપાવની ભવ્ય ભાગીરથી
શતમુખે સિંધુહૃદયે સમાતી.

આજના આ દશ બાર વર્ષમાં વિકસિત થયેલા સુન્દર કાવ્યકુસુમો–શ્રીધરાણી, સુન્દરમ અને ઉમાશંકરના કાવ્યોની મુનશીએ નહી જેવી સમાલોચના, નામ–સ્પર્શ માત્ર-કહો તો છેડતી–માત્ર કરી છે.

And a wild song of vaulting ambition which characterizes vain man in these days sunyasesha ( nothing left ) by Krishnalal Shridharni.

પછી એ કાવ્યના બે પેરા આપ્યા છે. બસ આટલુંજ: આ ત્રણ ઉગતા કવિઓએ, ભાષા, કલ્પના, રસમાધુર્ય આદિ અનેક તત્ત્વોથી ન્હાનાલાલ પછી ગુજરાતી કવિતામાં નવો યુગ શરુ કર્યો છે એમ એકવાર મેં તમને કહ્યું હતું. એમના કાવ્યરસ માટે જુદો લેખ લખી શકાય એમ છે પણ ત્હમે જાણો છો કે મ્હને કવિતાની પરીક્ષા બરાબર આવડતી નથી. મને તો કેટલાંક કાવ્યો ગમે છે, અને કેટલાક નથી ગમતાં. શ્રીધરાણીના "કોડિયા"માંથી "સૂન્યશેષ" કરતાંયે "રૂપરાણી" સુન્દર કાવ્ય લાગ્યું. એની થોડીક પંક્તિઓ આપું છું. પ્રજાપતિ બ્રહ્મા દમયંતી પેઠે નુરજહાં ઘડવા બેઠો છે:

" સુંદર સુંદર મૂર્તિ અપૂર્વ એક
સૃષ્ટિ ભલે થાય કુરૂપ આ પછી
વિચારીને અંતરમાં પ્રજાપતિ
ઘડી રહ્યા નૂરજહાં રુમેક

પાતાળનો વાસુકિ નાગ આણી
શિરે મુક્યો શેષ સ્વરૂપ ચોટલો
આકાશના મેઘધનુષ્ય તાણી
સજી લીધો નેણુથી ભાલ ઓટલો.
સમુદ્રનાં લાખ તુફાન સંઘરી
છાતી તણા બેઉ કપોતમાં ભર્યાં
અાષાઢની વીજ કલાકૃટિ કરી
મયૂરનાં નૃત્ય ઉપાંગમાં ભર્યાં.

સુન્દરમ્‌નાં કાવ્યો માટે " Indicates the new spirit" એટલું મુનશી લખે છે અને કાવ્યમંગલામાંથી ઉતારા આપે છે.

જીંદગીના નવાણે—સુન્દર કાવ્ય છે.

મારા દેશે પણ સુખ બધાં એકદા એમ માણ્યાં
આજે જૂદી પ્રણુય-રજની માણુવાના અમારે—

સુન્દરમ્ આજની કવિતામાં Realistic school ના મુખી છે. તે કહે છે:

જશું સ્વપ્ને ત્યારે નહિ, ક્ષણુ જ ત્યાં માત્ર ઠરવું
અને, મારે તો આ સભર ભરવું જીવન રસે

આ રસિક પણુ વ્યવહારૂ કવિને સ્વપ્નોના માયાની જગતમાં જવું નથી. એને તો આજ જગતમાં વણુચલ્યાંને

ચાહવું છે ને જીવનને સભર રસે ભરવું છે. "બાનો ફોટોગ્રાફ" માં કવિ લખે છે :

'ચીડાયો ચિત્ર લેનારો', બગડી પ્લેટ માહરી,'
પ્લેટ શું ? જીંદગીઓ કૈં–બગડી છે હરિ હરિ–"

એ શબ્દો કૈં અપૂર્વ કરુણતા પ્રગટાવે છે. "ગોપીની આંખ જોઈ ચમક્યાં જસોદા" વાળું "ખોવાયેલો ક્હાન" પણ રસમય કાવ્ય છે.

ઉમાશંકર માટે મુનશી માત્ર એક નમૂનો "સખે સંધ્યાકાળે" નો આપી નિવૃત્તિ પામે છે. ઉમાશંકરને વિશ્વશાંતિનો ભવ્ય–પણ મ્હને લાગે છે કે અલભ્ય–આદર્શ છે. એ લખે છે;

વિશાળે જગ વિસ્તારે નથી એકજ માનવી
પશુ છે, પંખી છે, પુષ્પો, વનોની છે વનસ્પતી

છે પત્ર ને પુષ્પની પાંખડીઓ
પ્રભુતણાં પ્રેમ પરાગ પોયણાં
કલ્લોલતાં પંખીની આંખડીએ
ગીતો અનેરાં ચમકે પ્રભુતણાં.
સૌ જીવ આજે ઉરથી વહાવીએ
કારુણ્યની મંગલ પ્રેમધારા
વસુંધરાંનાં સહુ બાળકો મળી
બજાવીએ અંતર એકતારા–

× × ×

એમનું "વિશ્વમાનવી" પણ સુંદર કાવ્ય છે. એમાં પણ આ વિશ્વ ભાવનાનું દર્શન થાય છે.

ફીકી કરૂં એ નભતારલીની
મે મીટમાં માપું દિગંતકાળને;
માયા વીંધીને જગવાદળીની
અખંડ દેખું પળમાં ત્રિલોકને,
સંધ્યા ઉષાની સજી પાંખજોડલી
યાત્રી બનું ઉર્ધ્વમુખી અનંતનો;
સ્વર્ગંગમાં ઝુકવું ચંદ્રહોડલી,
સંગી બનું આ ધુમકેતુ પંથનો.
વ્યક્તિત્વનાં બંધન તોડી ફોડી
વિશ્વાન્તરે પ્રાણ પરાગ પાથરૂં.
પાંખો પ્રકાશે તિમિરે ઝબોળી
સ્થળે સ્થળે અંતરપ્રેમ છાવરૂં;
વ્યક્તિ મટીને બનું વિશ્વમાનવી
માથે ધરૂં ધૂળ વસુંધરાની.

એમનું "વિધાતા" પણ એજ આદર્શ રજુ કરે છે. કલ્પના ભવ્ય છે, ભાવના સુન્દર છે અને ભાષા લલિત અને સુઘડ છે. યુગનો કાળ પુકારે છે ને કવિ ઉત્તર આપે છે:

ઓ યુગ તરસ્યા જગકંઠ! જરી તું પુકાર કરજે ધીરે
આ જાગી જશે અંધાર વીંધાતા તવ રવ–કંપ–સમીરે
જો નિશા ઝબકી જાગે
જો થાતાં પુન: પ્રભાત સ્વજન મુજ જીવન ભેટ ન માગે,
હું જાણું તારી તરસ, કરૂં છું ભીષણતમ તૈયારી
તું ધીમે સાદ પુકાર, ક્યારની સુણી મેં કરુણ સીતારી
જો જાગી જશે મુજ માતા!
નિજ અંગ પછાડી પંથે મારા ચરણ રંગશે રાતા!

× × × ×

જુગ જુગ તરસ્યા જગકંઠ જરી તું ધીરે સાદ પુકારે
તો થાય મનેય ન ભાન એમ હ્‌હોચું ઝટ તારે દ્વારે
હું આવ્યો, આવ્યો આ!

સમગ્ર ગુજરાતી કાવ્યસાહિત્યમાં આ કાવ્યો અપ્રતિમ છે- કવિ ન્હાનાલાલે કાવ્યને જે ઉચ્ચ સ્થાન અપાવ્યું છે એક દ્રષ્ટિએ–તે કરતાં–પણ આ ભવ્ય કલ્પના આપણને આગળ લઇ જાય છે. એમાં નવીન વાદ નથી, છીછરાપણું પણ નથી–એમાં આર્યસંસ્કૃતિનું ભવ્ય, ઉચ્ચ ને વિરાટ સ્વરૂપ દ્રષ્ટિએ પડે છે. તમને આ ત્રણે કવિઓનાં કાવ્યો ખૂબ ગમશે. જરૂર વાંચજો.

વર્તમાન યુગની કવિતાની ચર્ચામાં મુનશીને એક સુન્દર કવિ દેશળજી પરમારનું સમૂળું વિસ્મરણ થયું છે. આ ત્રણ કવિઓના એ પુરોગામી છે. એમની કવિતામાં રસ, માધુર્ય, સુકુમારતા ઠેર ઠેર દ્રષ્ટિએ પડે છે અને એ સર્વે તત્ત્વો "ગૌરીનાં ગીતો"માં દ્રશ્યમાન થાય છે. 'કોઇ ઝીલશો' કાવ્યની

દેવપૂજાનાં ફુલડાંની છાબડી
કેમ આવી કે કરથી સરી પડી એ
કોઇ ખરતા તારલિયાને ઝીલશો?

તથા "આમંત્રણ"ની

રસિયાંની માયાને માટ, આવો બાળાઓ
લઇએ છે કુંકુમ
પ્રાણે છે ચંદન
થાએ આ ઉન્હાં લલાટ–આવો બાળાઓ

અને "વસંત પ્રાણ"ની

વન વન ઉભી'તી લીલી વાડીઓ
વાડીએ વાડીએ ફુલડાં વેલની ઝુલ
રસિયો કાલે વસંત પ્રાણ ફુલડે ભર્યો રે.

અને "ચન્દ્રલોકનાં બાળ"ની–"અમે તો ચન્દ્રલોકનાં બાળ, અમારા શરદ ચોક વિશાળ"–ઈત્યાદિ પંક્તિઓ આપણી વિલાસને બહુ પ્રિય છે–પણ આ તો મુનશીની પેઠે કવિની કળાના ગમે તેમ ઉપાડેલાં દ્રષ્ટાંતો છે. મ્હને લાગે છે કે ગુજરાતે દેશળજીની યોગ્ય કદર કરી નથી.

મુનશીએ ઈતિહાસમાં મહાદેવભાઈનો 'બારડોલી સત્યાગ્રહ,' દેરાસરીનું "સાઠીનું સાહિત્ય," કૃષ્ણલાલભાઈના 'Milestones,' મોહનલાલના "જૈન ગુર્જર કવિઓ," જીવનચરિત્રમાં મહિપતરામના "કરસનદાસ" તથા દુર્ગારામ મહેતાજીના જીવનચરિત્રો," વિનાયક મહેતાનું "નંદશંકર," શંકરપ્રસાદનું "દયારામ ચરિત" અને વિશ્વનાથ ભટ્ટનું "વિર નર્મદ" વર્ણવ્યા છે. પત્રો તથા સામયિકોમાં "વિસમી સદી" "ગુજરાત" "નવચેતન" "શારદા" "કુમાર" "સાહિત્ય" "પ્રસ્થાન" "કૌમુદી" અને "પુરાતત્વ"નાં નામો ગણાવ્યા છે. એમાં "યુગધર્મ" "ચેતન" "મહાકાલ" મણિભાઈનું "સુદર્શન" "સુવર્ણમાલા" "ઉર્મિ" આદિને ભૂલી ગયા છે.

વિજયરાયને પણ પત્રના તંત્રી તરીકેજ આ ઈતિહાસ લાગતા ગ્રંથમાં સ્થાન મળ્યું છે અને લગભગ શંકરપ્રસાદ માટે વાપરેલી ભાષાથી બે લીટીમાં તેમની પતાવટ કરી છે. એમના "પ્રભાતનાં રંગ" ને "ખશ્કી અને તરી" કે

એમના આર્યસંસ્કૃતિ વિષેના લેખો આદિ નહિ તો પણ, કે નહિ તો એ બિચારા આટલા વર્ષ સુધી પ્રેમાનંદ પેઠે ઉઘાડે માથે ફર્યા એટલું તો એમણે લક્ષમાં રાખવું જોઈતું હતું એમ જ્યોતિન્દ્ર કહેતા હતા.

તે પછી મુનશીને વિસ્મરણ થએલાં અનેક નામો અમને સૂઝયાં હતાં.

"બુદ્ધ ને મહાવીર" જેવી અનેક કૃતિઓના શિષ્ટ લેખક કિશોરલાલ મશરૂવાળા, "સ્વર્ગો"ના ઉત્પાદક અમૃતલાલ પઢિયાર, "સુંદરી સુબોધ"ના તંત્રી રામમોહનરાય, ગગન વિહારી, અંબાલાલ જાની, પુરાણી, સ્નેહરશ્મિ, "કાવ્ય માધુર્ય" જેવી ગોલ્ડન ટ્રેઝરીના સંગ્રહ કર્ત્તા અંજારીઆ, પ્રાચિન ગુજરાતનો ઇતિહાસ અવલોકનાર મહેતાજી રતિલાલ×, હિંદી અધ્યાત્મ ભજનમાળાના સંશોધક કાનજી ધર્મસિંહ, રવિન્દ્રનાથના સાહિત્યને ગુજરાતમાં સુપ્રસિદ્ધ કરનાર મંજુ-લાલ તથા કનુબહેન દવે, શિક્ષણસાહિત્યના ઉત્પાદક, દક્ષિણા મૂર્તિવાળા તારાબહેન અને ગિજુભાઈ; ચિત્રકળામાં રવિશંકર અને "કનુ"; વિજ્ઞાનમાં ગજ્જર, અને અર્થશાસ્ત્ર તથા ઇતિહાસના નિષ્ણાત પ્રો. ખુશાલ શાહ, આર્કીઓલોજીના નિષ્ણાત પંડિત ભગવાનલાલ, તંત્રશાસ્ત્રના મંત્રસિદ્ધ, ગાયકવાડ ઓરીએન્ટલ સીરીઝના પારાનંદસુત્ર આદિના સંશોધક સ્વામી ત્રિવિક્રમજી, સંગીતાચાર્ય ઓમકારનાથ અને એમની પેઠે ઈગ્લેંડ આદિ દેશોમાં આશરે ૧૮૩૫-૪૦માં વિખ્યાત થએલા એમના પુરોગામી, "સંગીતાદિત્ય"ના કર્તા આદિત્યરામ

×ગુજરાતી તા. ૨૮-૪-૯૫ થી ૧૫-૧૧-૧૯૪૯ સુધી

તથા મૌલાબક્ષ; હિંદી નૃત્ય કલાના ઉપાસક ઉદયશંકર; વડોદરાના મહારાજા સર સયાજીરાવ ગાયકવાડ, 'સંગીત માળા'ના કર્તા ભાવનગરના મહારાજા સર ભાવસિંહજી, રસવિદ્યાના આશ્રયદાતા ગોંડલના ભગવાનસિંહજી; રાજવિદ્યાના નિપૂણ નિષ્ણાતો ગગા ઓઝા, મણિભાઇ જશભાઈ, "હિંદ "રાજસ્થાન પ્રમાણશાસ્ત્ર" વગેરેના કર્તા સર મનુભાઈ મહેતા "ગુજરાતનો ઇતિહાસ" વગેરેના કર્તા ગોવિંદભાઈ હાથીભાઇ, સાહિત્ય પરિષદના પ્રમુખ અને અર્થશાસ્ત્રના લેખક દિ. બ. અંબાલાલ સાકરલાલ; પંડિત ગટુલાલ, "સિદ્ધાંત સિંધુ" આદિના લેખક શ્રી નરસિંહાચાર્યજી અને તેમના શિષ્યો, "મહાકાળ"ના તંત્રી તથા "યોગિની કુમારી" તથા "રસ શાસ્ત્ર" આદિના લેખક છોટાલાલ માસ્તર તથા 'ગોમંડળ પરિક્રમ'ના લેખક અને ત્રીજી સાહિત્ય પરિષદના સ્વાગત પ્રમુખ ગોંડળના વિદુષી મહારાણી સૌ. નંદ કુંવરબા

—એ અને એવી ગુજરાતની અનેક રસવિભૂતિઓ છે જેનું મુનશીને વિસ્મરણ થયું છે. ગુજરાત અને ગુજરાતી જીવનની ઉત્ક્રાંતિની આ કથામાં રહી જતી એ ઉણપ કૈંક સાલે છે એવી કિશોરની ફરિયાદ હતી.

અઠવાડિક તથા દૈનિકોમાં 'નવજીવન' 'મુંબાઇ સમાચાર' 'સૌરાષ્ટ્ર' 'હિંદુસ્થાન' 'બે ઘડી મોજ' 'સાંજવર્તમાન' અને 'જામે'ના લેખકે નામ લીધાં છે, અને કોષોમાં ગુજ. વર્નાક્યુલર સોસાયટીનો કોષ, દેરાસરીનો પુરાણિક કથાકોષ, વિશ્વનાથનો 'પારિભાષિક કોષ' ને ગોંડળનું 'ગોમંડળ' તથા ગુજરાત વિદ્યાપીઠના 'જોડણી કોષ ગણાવ્યા છે.'

\+ \+ \+

ગુજરાત, ગુજરાતી જીવન અને તેની સંસ્કૃતિની આ રસગાથા આમ સમાપ્ત થાય છે. એના ખાસ કરી મધ્યમ અને વર્તમાન યુગના ખંડમાં ઘણેરી ઉણપો છે અને એ રીતે એ અધુરી, અપૂર્ણ ને દોષયુક્ત છે. એ બધું છતાં ગુજરાતી પ્રજાજીવન અને તેના સાહિત્યની આવી સળંગ અને રસિક કથા, બીજી એકકે પ્રગટ થઈ નથી એટલું કહેવાનું પ્રાપ્ત થાય છે. એનો પ્રથમ ખંડ ઉત્તમ, બીજો મધ્યમ અને ત્રીજો કનિષ્ઠ છે. અને સમગ્ર પુસ્તકમાં નિકષે કસનાર પારેખ કે ન્યાય તોળતા ન્યાયાધિશના અભિપ્રાય કરતાં પક્ષમંત્રી–વકિલની દલિલ વધારે ઉઘડના રંગે દેખાય છે. પણ એમાં લેખકનો દોષ નથી. સ્વભાવે, શિક્ષણે અને સંસ્કારે મુનશી એક જબરા પક્ષવાદી છે અને સર્જક સાહિત્યકાર છે એટલે એમની કનેથી કેવળ તુલનાત્મક, પ્રમાણુસર વિવેચનની અપેક્ષા રાખીએ તો કૈંક વધારે પડતું ગણાય. આટલું બાદ કરતાં આ ગ્રંથ ગુજરાત અને તેનાં સાહિત્યનું ગૌરવ વધારે છે અને કૈં નહિ તો આપણી રસસમૃદ્ધિને જગત સમક્ષ રજુ કરી તેમણે ગુજરાતની અનન્ય સેવા કરી છે એમ કહેવું જોઇએ.

જગતભરના સાહિત્યમાં ગુજરાતી સાહિત્યનું અનોખું સ્થાન છે એમ દાવો કરનાર અને તે વત્તેઓછે અંશે સિદ્ધ કરનાર, હું ધારૂં છું ત્યાંલગી આ પ્રથમ ગ્રંથ છે. એ માટે ગુજરાત મુનશીનું સદાભર ઋણી રહેશે......બસ, ત્યારે, ચાલો સાહેબજી.

લિ. કમળ.

